शतक अने कर्मप्रकृतिना कर्ता तरीके आचार्य शिवशर्मसूरिमहाराजना नामनो उल्लेख शतकचूर्णि वगेरेमां मळे छे, ज्यारे सप्ततिकाना कर्ताना नामनो उल्लेख क्यांय मळतो नथी परंतु कर्मप्रकृति, शतक अने सप्ततिका आ त्रणेनी अंतिम गाथामां घणुं ज साम्य छे अने शतक तथा सप्ततिकानी आद्य गाथा पण घणे खरे अंशे मळती छे, तेमज कर्मप्रकृतिनी प्रथम गाथा पण थोडे अंशे मळती छे अने शतक तथा कर्मप्रकृतिना कर्ता तो अेक ज छे. आ बधा उपरथी त्रणे प्रकरणोना कर्ता अेक होवानी कल्पना केटलाक विद्वानो तरफथी कराय छे. त्रणे ग्रंथना आद्य तथा अन्त्य श्लोको आ प्रमाणे छे—

सिद्धं सिद्धत्थसुयं वंदिय णिद्धोय सव्वकम्ममलं।
कम्मट्ठगस्स करणट्ठुदयसताणि वोच्छामि ॥ ॥ (कर्मप्र० गा० १ पृ० २)
सुणह इह जीवगुणसन्निएसु ठाणेसु सारजुत्ताओ।
वोच्छं कइवइयाओ गाहाओ दिट्ठिवायाओ ॥ (शतक० गा० १ पृ० १.)
सिद्धपएहिं महत्थं बंधोदयसन्तपगइठाणाणं।
वोच्छं सुण संखेवं नीसदं दिट्ठिवायस्स ॥ (सप्ततिका गा० १ पृ० १)
इय कम्मपगडीओ जहासुय नीयमप्पमइणा वि।
सोहियणाभोगकयं कहंतु वरदिट्ठिवायन्नू ॥ (कम्मपयडि० गा० ५६ पृ० १६१)
बंधविहाणसमासो, रइओ अप्पसुयमंदमइणा उ।
तं बंधमोक्खणिउणा पूरेऊण परिकहेंति ॥ (शतक गा० १०५ पृ० ५०.)
जो जत्थ अपडिपुन्नो अत्थो अप्पागमेण बद्धोत्ति।
तं खमिऊण बहुसुया पूरेऊण परिकहिंतु ॥ (सप्ततिका गा० ७१ पृ० ६८)

शतक अने सप्ततिकानी आद्य गाथामां घणुं ज साम्य जणाय छे. कर्मप्रकृतिनी आद्य गाथामां पण शतक अने सप्ततिकानी आद्य गाथावत् अभिधेय कहेलुं छे, मात्र जेम छेल्ला बे ग्रन्थनी आद्यगाथामां 'दिट्ठिवायाओ—दिट्ठिवायस्स' द्वारा दृष्टिवादमांथी कहीश अेम कह्युं तेम कर्मप्रकृतिनी

"इय कम्मपयडिपगयं संखेवुद्दिट्ठं निच्छियमहत्थं। जो उवजुञ्जइ बहुसो, सो नाहिति बंधमोक्खट्ठं ॥
(बंधशतक गा०१०६ पृ० ५०)

वळी शतकभाष्यकार पण प्रस्तुतग्रन्थनी उत्पत्ति तथा कर्ता अंगे आ गाथाना विवेचनमां आ ज रीतनो स्पष्ट उल्लेख करे छे, जे नीचेनी भाष्यगाथाओ परथी जणाय छे—

"इय गाहाए एत्थ भावत्थं परिकहंति सुत्तधरा। जह दिट्ठिवायअंगे अग्गेणीए दुइयपुव्वे ॥१०॥
पणिधिकप्पामिहम्मि पंचमवत्थुम्मि कम्मपयडि त्ति। इय नामेण पसिद्ध ति पाहुड सुयविसेसो त्ति ॥११॥
आसि तओ ठाणाओ उद्धरिओ एस सयगगथोत्ति। सिवसम्मसूरिणाणेगवायजयलद्धसद्देण ॥१२॥
इयकम्मपयडिपगयंति कम्मपयडि उ सुयविसेसाओ। अंतरगय ति सयग ग्रंथ इइ वक्कसेसोत्ति ॥१३॥

आ बधा उल्लेखो तथा शतकटीकाना उल्लेख परथी पण प्रस्तुत शतक ग्रन्थ आठमा कर्मप्रवादपूर्वमांथी नहीं, पण बीजा अग्रायणीयपूर्वनी पांचमी वस्तुना ४ था कर्मप्रकृति नामना प्राभृतमांथी उद्धृत छे अेम निश्चित थाय छे.

પ્રથમ ગાથામાં શેમાંથી કહીશ તે કહ્યું નથી. અંતિમ ગાથાઓમાં પણ ઘણી જ સમાનતા છે. ત્રણેમાં ગ્રન્થકાર પોતાની ક્ષતિઓને સુધારવા માટે દૃષ્ટિવાદના જાણકારોને વિનંતિ કરે છે. દૃષ્ટિવાદના જાણકારો માટે કર્મપ્રકૃતિની ગાથામાં "વરદિટ્ઠિવાયન્નૂ" બંધશતકમાં "બંધમોક્ખણિઉણા" અને સપ્તતિકામાં "બહુસુયા" પદનો ઉપયોગ કર્યો છે.

આમ ત્રણે ગ્રન્થની આદ્ય અંતિમ ગાથાઓની સમાનતા, ત્રણેનો કર્મપ્રકૃતિપ્રાભૃતમાંથી ઉદ્ધાર, શતક અને કર્મપ્રકૃતિનું એકકર્તૃત્વ વગેરે જોતાં ત્રણેગ્રન્થના કર્તા એક જ હોય તો સપ્તતિકાના પણ કર્તા આચાર્ય શિવશર્મસૂરિ મ૦ નક્કી થાય, પરંતુ અત્યાર સુધીના ઉપલબ્ધ ગ્રન્થોમાં કે સપ્તતિકાની મલયગિરિ મ૦ કૃત ટીકા વગેરેમાં સપ્તતિકાના કર્તા તરીકે આચાર્ય શિવશર્મસૂરિ મ૦ ના નામનો ઉલ્લેખ જણાતો નથી એટલે અત્યારે તો માત્ર કલ્પના સિવાય તેનો ચોક્કસ નિર્ણય કોઈ પણ પ્રબલ પ્રમાણ સિવાય થઈ શકે નહિ, પરંતુ ગ્રન્થ પ્રાચીનકાલમાં અને પૂર્વધરોના કાલમાં રચાયો હોય એમ તો છેલ્લી ગાથામાં દૃષ્ટિવાદના જાણકારોને ગ્રન્થ શોધવા માટે કરેલી વિનંતિ ઉપરથી જણાય છે, જો કે ત્યાં સપ્તતિકામાં બહુશ્રુતોને શોધવા માટે કહ્યું છે પણ "બહુસુયા" પદનો અર્થ ચૂર્ણિકારે 'દૃષ્ટિવાદના જાણકારો' કર્યો છે. જુઓ ચૂર્ણિનો પાઠ—

"ત ખમિઊણ 'બહુસુતા' ત અવરાહ ખમિઊણ દોસં અવેત્તૂણ બહુસુતા દિટ્ઠિવાયણ્ણે" (પૃ૦ ૬૧.)

વળી સપ્તતિકા મૂલગ્રન્થની સાક્ષી વિશેષણવતી ગ્રન્થમાં આચાર્ય જિનભદ્રગણિ-ક્ષમાશ્રમણે આપેલી છે તે પણ ગ્રન્થની પ્રાચીનતાને સિદ્ધ કરે છે. સપ્તતિકાચૂર્ણિ એ સપ્તતિકા ઉપરનું પ્રાચીન વિવેચન છે. અને એ પણ પ્રાચીન જણાય છે. સપ્તતિકાચૂર્ણિના આધારે પૂ૦ મલયગિરિ મહારાજે સપ્તતિકા ઉપર ટીકાની રચના કરેલી છે.

## કષાયપ્રાભૃત મૂલ તથા ચૂર્ણિ

પ્રસ્તુત 'ખવગસેઢી' ગ્રન્થમાં કષાયપ્રાભૃતચૂર્ણિનો પણ સારો એવો આધાર લેવામાં આવ્યો છે. કષાયપ્રાભૃત મૂલગ્રન્થ ઘણો જ પ્રાચીન છે, અને પાંચમા જ્ઞાનપ્રવાદપૂર્વની દશમી વસ્તુના ત્રીજા પ્રાભૃતમાંથી તેનો ઉદ્ધાર થયેલો હોય એવું નીચેના ઉલ્લેખો પરથી જણાય છે—

"પુવ્વમ્મિ પંચમમ્મિ દુ દસમે વત્થુમ્મિ પાહુડે તદિએ। પેજ્જતિ પાહુડમ્મિ દુ હવદિ કસાયાણ પાહુડં ણામ ॥"
(ક૦ પ્રા૦ ગા૦ ૧)

"ણાણપવાદસ્સ પુવ્વસ્સ દસમસ્સ વત્થુસ્સ તદિયસ્સ પાહુડસ્સ પચવિહો ઉવક્કમો।" (ક૦પ્રા૦ ચૂર્ણિ પૃ૦ ૨.)

મુદ્રિત કષાયપ્રાભૃતની ગાથાઓ ૨૩૩ છે જ્યારે "ગાહાસદે અસીદે અત્થે પણ્ણરસધા વિહત્તમ્મિ" એવા ઉલ્લેખ પરથી ૧૮૦ સિવાયની બાકીની ૫૩ ગાથાઓ પ્રક્ષેપ ગાથાઓ હોવાનો સંભવ છે.

જોકે ક૦ પ્રા૦ મૂળગ્રંથ, ચૂર્ણિ તથા જયધવલાટીકા સાથે મૂડબિદ્રીના દિગમ્બરજ્ઞાન-ભંડારમાંથી ઉપલબ્ધ થયો છે અને તેનું હિંદી અનુવાદસહિત અનેક ભાગોમાં ભા૦ દિ૦ જૈનસંઘ

દ્વારા પ્રકાશન થઈ રહ્યું છે, તથા ક૦ પ્રા૦ મૂળગ્રન્થ ચૂર્ણિની સાથે પં૦ હીરાલાલ શાસ્ત્રી દ્વારા સંપાદિત થઈ વીરશાસન સંઘ કલકત્તા દ્વારા વિ૦ સં૦ ૨૦૧૨ માં પ્રકાશિત થયેલ છે, પરંતુ આટલા માત્રથી ક૦ પ્રા૦ મૂળ તથા ચૂર્ણિ દિગમ્બરપરંપરાનાં છે એવો નિર્ણય થઈ શકતો નથી, કેમ કે દિગમ્બરજ્ઞાનભંડારોમાં કાવ્યાનુશાસન, અભિધાનચિંતામણિકોશાદિ શ્વેતામ્બરાચાર્યોના ગ્રન્થો તેમજ શ્વેતામ્બરજ્ઞાનભંડારોમાં દિગમ્બરાચાર્યરચિત સિદ્ધિવિનિશ્ચયટીકાદિ-હસ્તલિખિતગ્રન્થો વર્તમાનમાં પણ ઉપલબ્ધ છે. વળી ક૦ પ્રા૦ ઉપર દિગમ્બરાચાર્યોની ટીકાઓ છે તેથી પણ તે દિગમ્બરાચાર્ય કૃત છે એવો નિશ્ચય થઈ શકતો નથી, કેમ કે શ્વેતામ્બરાચાર્યકૃત ગ્રંથો ઉપર દિગમ્બરાચાર્યોની અને દિગમ્બરાચાર્યકૃત ગ્રન્થો ઉપર શ્વેતામ્બરાચાર્યોની ટીકાઓ છે. જૈનેતરગ્રન્થો ઉપર પણ જૈનાચાર્યોની ટીકાઓ આજે ઉપલબ્ધ થાય છે. પાતઞ્જલયોગદર્શન નામના જૈનેતરગ્રન્થ ઉપર તથા અષ્ટસહસ્રી નામના દિગમ્બરાચાર્યકૃત ગ્રન્થ ઉપર ઉપાધ્યાયજી યશોવિજયજી મહારાજે ટીકા રચી છે જે વર્તમાનમાં ઉપલબ્ધ થાય છે, તેથી કોઈ પાતઞ્જલયોગદર્શન અને અષ્ટ-સહસ્રી ગ્રન્થો શ્વેતામ્બરાચાર્યની કૃતિ તરીકે નથી કહેવાતા. ભગવતીઆરાધનાના ટીકાકારે પોતે દશ-વૈકાલિક ઉપર ટીકા રચ્યાનો ઉલ્લેખ કર્યો છે, છતાં દશવૈકાલિકગ્રન્થ તેમના સમ્પ્રદાયની કૃતિ નથી કહેવાતી, તેવી રીતે ક૦ પ્રા૦ મૂલ તથા ચૂર્ણિસૂત્રો ઉપર જયધવલા નામની દિગમ્બરાચાર્યની ટીકા હોવા માત્રથી તે ગ્રન્થ દિગમ્બરાચાર્યની કૃતિ તરીકે નિશ્ચિત થઈ શકતો નથી. એટલું જ નહીં પણ ( ૧ ) કષાયપ્રાભૃત ચૂર્ણિ અંતર્ગત દિગમ્બર પરંપરાને અમાન્ય પદાર્થો ( ૨ ) શ્વેતામ્બરાચાર્યોની કૃતિઓમાં કષાયપ્રાભૃતના આધારો, સાક્ષી તથા અતિદેશો (૩) ક૦ પ્રા૦ મૂલ-ગ્રન્થ તથા ચૂર્ણિસૂત્રના રચયિતા (૪) રચનાનો કાલ, વગેરે પ્રમાણો ઉપરથી કષાયપ્રાભૃતમૂલ તથા તેની ચૂર્ણિ બન્ને શ્વેતામ્બરાચાર્યની કૃતિ અથવા દિગમ્બરમતોત્પત્તિપૂર્વની કૃતિ હોવાનું વિશેષે કરીને જણાય છે.

## (૧) દિગમ્બર પરંપરાને અમાન્ય તેવા કષાયપ્રાભૃતચૂર્ણિ અંતર્ગત પદાર્થો

(1) ક્ષપકશ્રેણિના અધિકારમાં ક્ષપકને સત્તામાં કયાં કર્મો નિયમા અને કયાં કર્મો વિકલ્પે હોય, તે બતાવતા ચૂર્ણિકાર જણાવે છે, "સવ્વલિંગેસુ ચ ભજ્જાણિ" (પૃ૦ ૮૨૭). ચૂર્ણિસૂત્રનો અર્થ એ છે કે સર્વલિંગમાં બંધાયેલ કર્મો ક્ષપકને વિકલ્પે સત્તામાં હોય છે, અહીં સર્વલિંગમાં નિર્ગ્રન્થલિંગ(દ્રવ્યચારિત્ર) પણ આવી જાય છે, એટલે નિર્ગ્રન્થલિંગમાં બંધાયેલ કર્મ ક્ષપકને સત્તામાં વિકલ્પે હોય છે, અર્થાત્ હોય પણ ખરું અને ન પણ હોય, આ પરથી એ નક્કી થાય છે કે ક્ષપક ચારિત્રવેષમાં હોય પણ ખરો અને ન પણ હોય, ચારિત્રના વેષ વગર અર્થાત્ અન્ય-તાપસાદિના વેશમાં રહેલ જીવ પણ ક્ષપક થઈ શકે છે, એટલે પ્રસ્તુત સૂત્ર દિગમ્બર માન્યતાથી વિરુદ્ધ છે, દિગમ્બરમાન્યતાના હિસાબે નિર્ગ્રન્થલિંગમાં બંધાયેલ કર્મ તો અવશ્ય

સત્તામાં હોવું જ જોઈએ, એની ભજના ન હોઈ શકે, કેમકે દ્રવ્યચારિત્ર વગર (ચારિત્રના લિંગ વગર) તાપસાદિના વેશમાં કેવલજ્ઞાનની પ્રાપ્તિ કે ક્ષપકશ્રેણિ દિગમ્બર પરંપરાને માન્ય નથી. આથી જ ચૂર્ણિનું પ્રસ્તુત સૂત્ર નિર્ગ્રન્થલિંગ (ચારિત્રવેશ) વિના પણ ક્ષપકશ્રેણિની પ્રાપ્તિની શ્વેતામ્બર માન્યતાને જ પુષ્ટિકારક છે, અને એટલા જ માટે જયધવલાટીકાકારને પ્રસ્તુતસૂત્રની વ્યાખ્યામાં 'સવ્વલિંગ' નો 'ણિગ્ગંથવદિરિત્તસેસાણ' એવો અર્થ ખેંચીને કરવો પડ્યો છે. ચૂર્ણિસૂત્રમાંથી આ અર્થ નિકળતો જ નથી. જો ચૂર્ણિકારને નિર્ગ્રન્થલિંગમાં બંધાયેલ કર્મ નિયમા અને નિર્ગ્રન્થવ્યતિરિક્ત લિંગમાં બંધાયેલ કર્મ ભજનાએ કહેવું હોત તો "ણિગ્ગથેસુ ણિયમા સેસલિંગેસુ ભજ્જાણિ" એવું કંઈક જરૂર કહ્યું હોત, કેમ કે ચૂર્ણિકાર આવા સ્પષ્ટ ભેદો પાડે જ છે. ક્ષેત્ર, શાતા અશાતા, લેશ્યાઓ વગેરેમાં બંધાયેલ કર્મોને લગતી સત્તાના ચૂર્ણિસૂત્રોમાં એ સ્પષ્ટ રીતે જણાય છે. જુઓ–'છસુ લેસાસુ સાદેણ અસાદેણ ચ બદ્ધાણિ અભજ્જાણિ। કમ્મસિપ્પેસુ ભજ્જાણિ। ખેત્તમ્હિ સિયા અધોલોગિગં, સિયા ઉડ્ઢલોગિગ, ણિયમા તિરિયલોગિગં।' (ક૦ પ્રા૦ ચૂ૦ પૃ૦ ૮૨૭)

(11) ઋજુસૂત્રનયને કપાયપ્રામૃતચૂર્ણિમાં દ્રવ્યાર્થિકનય તરીકે જણાવ્યો છે. "ણેગમ-સંગહ વવહારા સવ્વે ઇચ્છંતિ ઉજુસુદો ઠવણવજ્જે" (ક૦ પ્રા૦ ચૂ૦ પૃ૦ ૧૭) જયધવલાના પ્રસ્તાવનાકારે કહ્યું છે કે 'દિગમ્બર પરંપરામાં પહેલેથી જ નૈગમ, સંગ્રહ અને વ્યવહારનયને દ્રવ્યાર્થિક અને ઋજુસૂત્રાદિનયોને પર્યાયાર્થિક કહ્યા છે' જુઓ–'दिगम्बर परंपरा में हम पहिले से ही व्यवहार पर्यन्त नयों को द्रव्यार्थिक तथा ऋजुसूत्रादि नयों को पर्यायार्थिक मानने की परम्परा देखते हैं।" જયધવલાકારે પણ દ્રવ્યનયો નૈગમાદિ ત્રણ જ સ્વીકાર્યા છે અને ઋજુસૂત્રનો પર્યાયાર્થિક નયમાં સમાવેશ કર્યો છે. જુઓ–'तत्र द्रव्यार्थिकनयस्त्रिविध सग्रहो व्यवहारो नैगमश्चेति।" (જયધવલા-ભાગ ૧ પૃ૦ ૨૧૯) पर्यायार्थिकनयो द्विविध अर्थनयो व्यञ्जननयश्चेति। तत्र ऋजुसूत्रोऽर्थनयः। (જયધવલા ભાગ ૧ પૃ૦ ૨૨૨) અહીં કપાયપ્રામૃતચૂર્ણિકાર ઋજુસૂત્રનયનો દ્રવ્યાર્થિકનયમાં સમાવેશ કરવા દ્વારા શ્વેતામ્બરાચાર્યોની સૈદ્ધાંતિક પરંપરાને અનુસરે છે કારણકે શ્વેતામ્બરોમાં સૈદ્ધાન્તિક-પરમ્પરા ઋજુસૂત્ર નયનો દ્રવ્યાર્થિક નયમાંસમાવેશ કરે છે. જો કે શ્વેતામ્બર પરંપરામાં સિદ્ધસેનદિવાકરસૂરિ મહારાજ વગેરે ઋજુસૂત્ર નયનો સમાવેશ પર્યાયાર્થિક નયમાં કરે છે પણ તે મતાન્તર સમજવો. સૈદ્ધાન્તિક પરંપરા તો ઋજુસૂત્ર નયનો દ્રવ્યાર્થિકનયમાં જ સમાવેશ કરે છે. જુઓ-"आचार्य सिद्धसेनमतेन चेह ऋजुसूत्रस्य पर्यायास्तिकेऽन्तर्भावो दर्शितः। सिद्धान्ताभिप्रायेण तु संग्रह-व्यवहारवद् ऋजुसूत्रस्यापि द्रव्यास्तिक एवान्तर्भावो द्रष्टव्य तथा चोक्त सूत्रे-उजुसुयस्स एगो अणुवउत्ते आगमओ एगं दव्वावस्सय पुहुत्त नेच्छइ।"(વિ૦ આ૦ ભાષ્યની ટીકા ભાગ ૧ પૃ૦ ૪૨)દિગંબર પરંપરામાં ઋજુસૂત્રનયનો દ્રવ્યાર્થિક નયમાં સમાવેશ જણાતો નથી, જ્યારે પ્રસ્તુત ચૂર્ણિસૂત્ર (તથા પટ્ખંડાગમમૂળસૂત્ર)માં આ રીતનો સમાવેશ જોવામાં આવે છે, જે પ્રસ્તુતચૂર્ણિકાર શ્વેતામ્બર આમ્નાયને અનુસરનારા અથવા તો દિગમ્બરમતોત્પત્તિની પૂર્વે થયાની અમારી માન્યતાને વિશેષ પુષ્ટિ આપે છે.

## (૨) શ્વેતામ્બરાચાર્યોના ગ્રન્થોમાં કષાયપ્રાભૃતના આધાર, સાક્ષી તથા અતિદેશો

અનેક પૂર્વાચાર્ય (શ્વેતામ્બરાચાર્ય) ભગવંતોના ગ્રન્થોમાં આપણને કષાયપ્રાભૃતનો આધાર, કષાયપ્રાભૃતની ગાથાનું ઉદ્ધરણ, અતિદેશો વગેરે પ્રાપ્ત થાય છે, જેમાંના કેટલાક નીચે પ્રમાણે છે.

(i) પંચસંગ્રહના કર્ત્તાએ પોતે પંચસંગ્રહગ્રન્થની રચના શતકાદિ પાંચ ગ્રન્થોના આધારે કર્યાનું દ્વિતીય ગાથામાં જણાવ્યું છે. પંચસંગ્રહની પહેલી ગાથાની ટીકામાં મલયગિરિ મહારાજે પણ શતકાદિ પાંચ ગ્રન્થોનાં નામ આપ્યા છે, જેમાં કષાયપ્રાભૃતના નામનો પણ સમાવેશ થાય છે—

'સયગાઇ પંચગથા જહારિહં જેણ એત્થ સંખિત્તા ।
દારાણિ પંચ અહવા તેણ જહત્થાભિહાણમિણ ॥ (પંચસંગ્રહ ગા૦ ૨ પૃ૦ ૩)

ટીકા—પઞ્ચાનાં શતક-સપ્તતિકા-કષાયપ્રાભૃત સત્કર્મ-કર્મપ્રકૃતિલક્ષણાનાં ગ્રન્થાનાં અથવા પઞ્ચાનામર્થાધિકારાણાં યોગોપયોગવિષયમાર્ગણા બન્ધક બન્ધવ્ય-બન્ધહેતુ બન્ધવિધિલક્ષણાનાં સંગ્રહ: પઞ્ચસંગ્રહ યદ્વા પઞ્ચાનાં ગ્રન્થાનામર્થાધિકારાણા વા સંગ્રહો યત્ર ગ્રન્થે સ પંચસંગ્રહસ્તં

(ii) શતકચૂર્ણિના હસ્તલિખિત ટિપ્પણમાં (અદ્યાપિ અમુદ્રિત) ગુણસ્થાનક અધિકારમાં કિટ્ટિઓને લગતા વિષયમાં 'ઉક્તં ચ' કહીને એક ગાથા સાક્ષી તરીકે મૂકેલ છે. તે આ પ્રમાણે

"બારસ નવ છ ત્તિન્નિ ય કિટ્ટીઓ હોંતિ અહવણંતાઓ । એક્કેક્કમ્મિ કસાયે તિગતિગમહવા અણંતાઓ" ॥

પ્રસ્તુત ગાથા મુદ્રિત કષાયપ્રાભૃતમાં ૧૬૩મી છે. તે આ પ્રમાણે—

"બારસ ણવ છ તિણ્ણિ ય કિટ્ટીઓ હોંતિ અધવ અણંતાઓ । એક્કેક્કમ્હિ કસાયે તિગ તિગ અધવા અણંતાઓ ॥
(ક૦ પ્રા૦ ગા૦ ૧૬૩. પૃ૦ ૮૦૬)

અહીં ફેર માત્ર એટલો જ છે કે ગાથાના ઉત્તરાર્ધમાં શતકચૂર્ણિટિપ્પનની હસ્તલિખિત પ્રતમાં 'અહવા' છે, જ્યારે મુદ્રિત ક૦ પ્રા૦ માં 'અધવા' છે. અને શતકચૂર્ણિ ટિપ્પણમાં ગાથાના પૂર્વાર્ધમાં અહવણંતાઓ' છે તો મુદ્રિત ક૦ પ્રા૦ માં 'અધવ અણંતાઓ' છે. આર્યાછંદના હિસાબે હસ્તલિખિતશતકચૂર્ણિ ટિપ્પનગત ગાથા વિશેષ શુદ્ધ લાગે છે.

(iii) સપ્તતિકાચૂર્ણિમાં કેટલાંય સ્થલોમાં ચૂર્ણિકારે કિટ્ટિલક્ષણાદિ અંગે કસાયપાહુડનો અતિદેશ કરેલો છે, જે સપ્તતિકાચૂર્ણિના નીચેના પાઠો ઉપરથી જણાય છે.

(૧) ત વેયતો બિતિયકિટ્ટીઓ તઇયકિટ્ટીઓ ય દલિય ઘેત્તૂણ સુહુમસાંપરાઇયકિટ્ટીઓ કરેઇ। તેસિં લક્ખણં જહા કસાયપાહુડે। (પૃ૦ ૬૬ અ)

(૨) એત્થ અપુવ્વકરણઅણિયટ્ટિઅદ્ધાસુ અણેગાઇં વત્તવ્વગાઇ જહા કસાયપાહુડે કમ્મપગડિસંગહણીએ વા તહા વત્તવ્વ (પૃ૦ ૬૨ વ.)

(૩) ચઉવિહબંધગસ્સ વેદોદએ પુરિસવેદબંધે ય જુગવ ફિટ્ટે એક્કમેવ ઉદયટ્ઠાણં લબ્ભતિ। તં ચઉણ્હ સંજલણાણ એગયર। એત્થ ચત્તારિ ભંગા; કહં ? ભણ્ણઇ, કોયિ કોહેણ ઉવટ્ઠાઇ, કોયિ માણેણ ઉવટ્ઠાઇ, કોઇ માયાએ, કોઇ લોભેણ। એત્થ અણ્ણે ક્ષણ્ણારિસ પઢતિ। તચ્ચેદમ્—

"પંચાઓ ય ચઉક્કં સંકમમાણસ્સ હોંતિ તે ચેવ। વેએહિં પરિહીણા, ચઉરો ચરિમેસુ કસિણેસુ ॥"

તં ચ કસાયપાહુડાવિસુ વિહડતિ ત્તિ કાઉ પરિસેસિયં।"

અહીં 'કસાયપાહુડ' શબ્દથી તેની ચૂર્ણિ પણ અંતર્ગત સમજી લેવાની છે, કેમ કે ઉક્ત-વિષયોનું દર્શન પૂર્ણતયા આપણને ક્ર૦ પ્રા૦ મૂલમાં થઈ શકતું નથી. સપ્તતિકા ચૂર્ણિકારે કર્મ-પ્રકૃતિસંગ્રહણીનો પણ કેટલાંક સ્થલે અપવર્તનાવિધિ આદિ અંગે અતિદેશ કર્યો છે, તે અપવર્તના વિધિ આદિની પ્રાપ્તિ પણ કર્મપ્રકૃતિ મૂલ અને ચૂર્ણિ બન્નેમાં મળીને થાય છે. સપ્તતિકાચૂર્ણિમાં કર્મપ્રકૃતિસંગ્રહણીનાં અતિદેશવાળાં કેટલાંક સ્થાનો આ પ્રમાણે છે—

(૧) ઉવ્વટ્ટણાવિહિ જહા કમ્મપગડીસંગહણીએ ઉવ્વલણસંકમે તહા ભાણિયવ્વં। (સિત્તરી પૃ૦ ૬૧ બ૦)

(૨) તત્થ મિચ્છદિટ્ઠિસ્સ મિચ્છત્તઉવસામણે વિહી જહા કમ્મપગડીસંગહણીએ પઢમસમ્મત્ત ઉપ્પાયંતસ્સ સા ચેવ ભાણિયવ્વા। (પૃ૦ ૬૧. બ)

(૩ અંતરકરણવિહી જહા કમ્મપગડીસંગહણીએ। (પૃ૦ ૬૪ બ)

(૪) પઢમટ્ઠિતિકરણ જહા કમ્મપગડિસંગહણીએ। (પૃ૦ ૬૫ અ.)

(૧) આમાં પ્રથમસ્થાનમાં 'ઉવ્વટ્ટણાવિહિ' એટલે કે, જે અપવર્તનાવિધિ અંગે કર્મપ્રકૃતિસંગ્રહણી-ગત ઉદ્વલનાસંક્રમનો અતિદેશ કર્યો છે, તે અપવર્તનાવિધિનું પ્રતિપાદન ત્યાં જ કર્મપ્રકૃતિની મૂલગાથામાં નીચે મુજબ જોવા મળે છે—

(અથ ઉવ્વલણસંકમસ્સ લક્ખણ ભણતિ ચૂર્ણિ)

"આહારતણૂભિન્નમુહૂત્તા અવિરઇગઓ પઉવ્વલએ। જા અવિરઇઓ ત્તિ ઉવ્વલઇ પલ્લભાગે અસંખતમે॥
અંતોમુહુત્તમદ્ધ પલ્લાસંખિજ્જમેત્તઠિઇખંડ। ઉક્કિરઇ પુણો વિ તહા ઊણૂણમસંખગુણાહં જા॥
તં દલિયં સટ્ઠાણે સમએ સમએ અસંખગુણિયાએ। સેઢીએ પરઠાણે વિસેસહાણીઇ સંછુભઇ॥
જં દુચરિમસ્સ ચરિમે અન્નં સંકમઇ તેણ સવ્વં પિ। અંગુલઅસંખભાગેણ હીરએ એસ ઉવ્વલણા॥"

(કર્મપ્રકૃતિ–સંક્રમકરણ ગા૦૬૧-૬૪)

જો કે ઉદ્વલનાના અધિકારમાં અપવર્તનાનો વિધિ ચૂર્ણિમાં વિસ્તારથી પ્રાપ્ત થાય છે છતાં મૂલમાં પણ અપવર્તના વિધિનું વર્ણન સંક્ષેપમાં સારી રીતે મલે છે.

(૨) સપ્તતિકાકાર મિથ્યાત્વને ઉપશાન્ત કરવાની વિધિ કમ્મપયડિસંગહણીના પ્રથમસમ્યક્ત્વોત્પાદ-પ્રરૂપણામાં જોવા જણાવે છે. કર્મપ્રકૃતિ ઉપશમનાકરણમાં આને લગતો એક જુદો અધિકાર છે. તથા ચૂર્ણિમાં તો તે વિસ્તારથી છે.

(૩) અંતરકરણવિધિ અંગે સપ્તતિકાચૂર્ણિકાર કર્મપ્રકૃતિસંગ્રહણીનો અતિદેશ કરે છે, કર્મપ્રકૃતિ-મૂલમાં પ્રસ્તુત વિષયની તપાસ કરતાં ચારિત્રમોહનીયની ઉપશમનાના અધિકારમાં ગાથા ૪૨માં અંતરકરણને લગતી માત્ર થોડી વાત પ્રાપ્ત થાય છે, પરંતુ અંતરકરણવિધિનું દર્શન થતું નથી. જુઓ—

"સંજમયાઈણંતરમેત્થ ઉ પઢમઠિઈ ય અન્નયરે।
સંજલણાવેયાણં વેઇજ્જંતીણ કાલસમા॥ (પૃ૦ ૪૮ કમ્મ૦ ઉપશમના. ગાથા ૪૨)

પ્રસ્તુત ગાથામાં અંતરકરણ વખતે પ્રથમસ્થિતિના કાલ વગેરેનું દિગ્દર્શનમાત્ર છે, પરન્તુ અંતરકરણનો વિધિ પ્રાપ્ત થતો નથી. પ્રથમસમ્યક્ત્વોત્પાદપ્રરૂપણામાં પણ અંતરકરણને લગતી ગાથાઓ આ પ્રમાણે છે–

અનિયટ્ટિમ્મિ વિ એવ તુલ્લે કાલે સમા તઓ નામ ।સખિજ્જઇમે સેસે ભિન્નમુહુત્તં અહો મુચ્ચા ॥ ગાથા ૧૬
કિંચૂણમુહુત્તસમ ઠિઇબધદ્ધાએ અન્તર કિચ્ચા । આવલિદુગેક્કસેસે આગાલ ઉદીરણા સમિયા ॥ ગાથા ૧૭.

આ ગાથાઓમાં અંતરકરણને લગતી પ્રથમસ્થિતિ, અંતરનો કાલ, અંતરકરણક્રિયાનો કાલ વગેરે જાણવા મલે છે પણ અંતરકરણ વિધિ જાણવા મલતો નથી. અંતરકરણવિધિ એટલે અંતરકરણ જ્યાં કરવાનું હોય છે તે સ્થિતિસ્થાનોમાં રહેલાં તે તે કર્મોનાં દલિકોને ક્યાં ક્યાં નાખીને ખાલી કરવાં તે. આ અંતરકરણવિધિ આપણને બન્ને સ્થલે કર્મપ્રકૃતિચૂર્ણિમાં ઉપલબ્ધ થાય છે, તેમાં પણ પ્રથમસમ્યક્ત્વોત્પાદઅધિકાર કરતાં ચારિત્રમોહોપશમનાધિકારમાં વિસ્તૃત રીતે મલે છે.

"અતરકરમાણે અણિયટ્ટીગુણસેઢીનિક્ખેવસ્સ અગ્ગગ્ગાતો । અસખેજ્જતિભાગ ખણ્ડેતિ । તતુક્કિરિજ્જમાણ દલિયં પઢમટ્ઠિતીતે બિતિયટ્ઠિતીતે ય છુભતિ । એવં અતરકરણ કય ભવતિ" । (ઉપશમનાકરણ પ્રથમસમ્યક્ત્વોત્પાદઅધિકાર ગાથા ૧૬-૧૭ની ચૂર્ણિ)

જાહે અન્તર કરેઉમાઢત્તોતાહે અન્ન ટ્ઠિતિં ચ બધતિ અન્ન ટ્ઠિતિખણ્ડગ અણુભાગખણ્ડગં ચ કરેતિ । અણુભાગસહસ્સેસુ ગતેસુ અન્ન અણુભાગખણ્ડગ ત ચેવ ટ્ઠિતિખણ્ડગ સો ચેવ ટ્ઠિતિબન્ધો, અન્તરસ્સ ઉક્કિરણદ્ધા ય સમગ સમપ્પેતિ । અન્તર કરેન્તો જે કમ્મસે બધતિ વેદેતિ તેસિં ઉક્કિરિજ્જમાણ દલિયં પઢમે બિઇએ ચ ટ્ઠિઈએ દેતિ । જે કમ્મસા ણ બજ્ઝન્તિ વેતિજ્જન્તિ તેસિં ઉક્કિરિજ્જમાણા પોગ્ગલે પઢમટ્ઠિતીસુ અણુક્કિરિજ્જમાણીસુ દેતિ । જે કમ્મંસા બજ્ઝતિ ન વેતિજ્જન્તિ તેસિં ઉક્કિરિજ્જમાણગં દલિય અણુક્કિરિજ્જમાણીસુ બિતિયટ્ઠિતીસુ દેતિ । જે કમ્મંસા ણ બજ્ઝન્તિ ણ વેતિજ્જન્તિ તેર્સિ ઉક્કિરિજ્જમાણ પદેસગ્ગં સટ્ઠાણે ણ દિજ્જતિ પરટ્ઠાણે દિજ્જતિ । એએણ વિહિણા અતર ઉચ્છિન્ન ભવતિ । (ચૂર્ણિ ગાથા ૪૨ પૃ૦ ૪૭)

આમ પ્રસ્તુત અંતરકરણવિધિનું દર્શન મૂળપ્રકૃતિમૂલને બદલે ચૂર્ણિમાં જ વિશેષતયા થાય છે.

(૪) આ વિષયની પ્રાપ્તિ કર્મપ્રકૃતિમૂલમાં નથી થતી પણ કર્મપ્રકૃતિચૂર્ણિમાં માનની પ્રથમસ્થિતિકરણવિધિ બતાવી છે ત્યાં થાય છે, જે આ પ્રમાણે છે–

"જાહે ચેવ કોહસ્સ બંધો ઉદઓ, ઉદીરણા ય વોચ્છિન્નાનિ તાહે ચેવ માણસ્સ પઢમટ્ઠિતિં બીયટ્ઠિતીતો દલિય ઘેત્તૂણ કરેતિ, પઢમસમયવેયગો પઢમઠિતિં કરેમાણો પઢમસમતે ઉદતે પદેસગ્ગ થોવં દેતિ સે કાલે અસખેજ્જગુણાએ સેઢિએ દેતિ જાવ પઢમટ્ઠિતીએ ચરમસમતો ત્તિ ॥" (કર્મપ્રકૃતિ ઉ૦ ગા૦ ૪૮ ની ચૂર્ણિ પૃ૦-૫૭)

આમ 'કર્મપ્રકૃતિસંગ્રહણીનો' અતિદેશ હોવા છતાં ઉક્ત વિષયોની પ્રાપ્તિ આપણને ક્યાંક કર્મપ્રકૃતિમૂલમાં તથા ક્યાંક કર્મપ્રકૃતિચૂર્ણિમાં થાય છે.

હવે આપણે સપ્તતિકા ચૂર્ણિમાં રહેલા કષાયપ્રાભૃતના અતિદેશવાળાં સ્થાનોની વિચારણા કરી લઈએ.

( ૧ ) પ્રથમસ્થાનમાં ત વેયેતો............ ..... .. ....... ....... .. . ... .. . .....

........... ............ ... . ... . ... ........ . ........ ......... .......... ...તેસિં લક્ખણં જહા કસાયપાહુડે"

અહીં સૂક્ષ્મસમ્પરાયકિટ્ટીઓના લક્ષણ અંગે કસાયપાહુડનો અતિદેશ કર્યો છે. કિન્તુ સૂક્ષ્મકિટ્ટીઓનું લક્ષણ ક૦ પ્રા૦ મૂલમાં નથી દેખાતું પણ કષાયપ્રામૃતચૂર્ણિમાં આ પ્રમાણે મલે છે–

"તાસિં સુહુમસાંપરાઇયકિટ્ટીણં કમ્હિ ટ્ઠાણ ? તાસિં ટ્ઠાણ લોભસ્સ તદિયાએ સંગ્રહકિટ્ટીએ હેટ્ઠદો । (પૃ૦ ૮૬૨) આ કિટ્ટિનું લક્ષણ છે. અહીં આપણે 'તાસિં' પદથી જો સૂક્ષ્મકિટ્ટીને વદલે સામાન્યથી કિટ્ટીનું લક્ષણ લેવાનું હોય તો તેનો અધિકાર કષાયપ્રામૃતમૂલ તથા ચૂર્ણિ બંનેમાં આ પ્રમાણે મલે છે–"લક્ખણમધ કિં ચ કિટ્ટીએ ત્તિ એત્થ એક્કા ભાસગાહા । તિસે સમુવિકત્તણા ।

"ગુણસેઢિ અણંતગુણા લોભાદિકોધપચ્છિમપદાદો ।
કમ્મસ્સ ય અણુભાગે કિટ્ટીએ લક્ખણ એદં ॥ (ગાથા ૧૬૫ પૃ૦ ૮૦૭.)

વિહાસા । લોભસ્સ જહણ્ણિયા કિટ્ટી અણુભાગેહિં થોવા । વિદિય કિટ્ટી અણુભાગેહિં અણંતગુણા । તદિયા કિટ્ટી અણુભાગેહિં અણંતગુણા । એવમણંતરાણંતરેણ સવ્વત્થ અણંતગુણા જાવ કોધસ્સ ચરમકિટ્ટીત્તિ । ઉક્કસ્સિયા વિ કિટ્ટી આદિફદ્દયઆદિવગ્ગણાએ અણંતભાગો । એવં કિટ્ટીસુ થોવો અણુભાગો । કિસ કમ્મં કદં જમ્હા તમ્હા કિટ્ટી । એદ લક્ખણ ।" (ક૦ પ્રા૦ પૃ૦ ૮૦૮)

( ૨ ) એત્થ . . . .... .. . ... . ..........
.... . ..... . . . . .. ... . તહા વત્તવ્વં ।

અહીં કષાયપ્રામૃત અને કર્મપ્રકૃતિસંગ્રહણી વન્નેનો, અપૂર્વકરણ અને અનિવૃત્તિકરણને લગતી જે અનેક વાતો અંગે સપ્તતિકાચૂર્ણિકારે અતિદેશ કર્યો છે, તે વાતો આપણને કર્મપ્રકૃતિમૂલમાં તથા ચૂર્ણિમાં વન્નેમાં વિસ્તારથી મલે છે. કર્મપ્રકૃતિમૂલમાં અપૂર્વકરણ અને અનિવૃત્તિકરણના વર્ણનને લગતી પ્રથમોપશમસમ્યક્ત્વોત્પાદઅધિકારમાં કેટલીક ગાથાઓ છે (ગાથા નં૦ ૧૧ થી ૧૭) અને ચૂર્ણિ પણ ત્યાં વિસ્તારથી છે, તથા કષાયપ્રામૃતચૂર્ણિમાં વિસ્તારથી મલે છે.

( ૩ ) ચઉવ્વિહબંધગસ્સ વેદોદએ . .. ......... . .... . .. ...... ...
. . . . . . . ... . . . . . . . . ઇતિ પરિસેસિયં ।

અહીં 'કષાયપાહુડાદિસુ વિહડતિત્તિ' વગેરે જે સપ્તતિકાકારે કહ્યું છે તે તો સપ્તતિકાચૂર્ણિકારે પોતે ખાસ કષાયપ્રામૃતને જ અનુસરનારું પોતાનું વલણ વતાવેલ છે. ત્યાં મુખ્ય વિષય એ છે કે 'મોહનીયના પાંચના વંધક અને વે(વેદ અને કષાય)ના ઉદયવાળા જીવને પુરુષવેદનો વંધ અને ઉદય સાથે જાય છે' તેથી ચારના વંધે એક પ્રકૃતિના ઉદયસ્થાનની પ્રાપ્તિ થાય છે, એવો કષાયપ્રામૃતનો મત છે. જ્યારે અન્ય આચાર્યોનો મત એવો છે કે 'પુરુષવેદના વંધવિચ્છેદ પછી ઉદય-વિચ્છેદ જાય છે.' તેથી તેઓ ચારના વંધે પણ વે નો ઉદય થોડો કાલ માને છે, સપ્તતિકાર અહીં અન્ય આચાર્યોના મતની "પંચાઓ.........વગેરે ગાથા રજૂ કરી કષાયપ્રામૃતાદિમાં તે મત નથી માન્યો માટે અમે છોડી દઈએ છીએ, એમ સ્પષ્ટ રીતે જણાવે છે.

આમ સપ્તતિકાચૂર્ણિકારે જે વિષયો અંગે કષાયપ્રાભૃતચૂર્ણિનો અતિદેશ કર્યો છે, તે વિષયોની પ્રાપ્તિ આપણને કેટલેક ઠેકાણે કષાયપ્રાભૃતમૂલમાં તથા કેટલાક સ્થળે કષાયપ્રાભૃતચૂર્ણિમાં થાય છે, એટલું જ નહિ, શતકચૂર્ણિમાં પણ વર્ગણાઓના વર્ણન વખતે ધ્રુવાચિત્ત આદિ વર્ગણાઓનાં નામ, પુદ્ગલોનું પ્રમાણ, વર્ગણાઓની સંખ્યા વગેરે આપ્યું છે, પણ વર્ગણાઓનો અર્થ જોવા માટે "एतासिं अत्थो जहा कम्मपयडिसंगहणीए" (शतकचूर्णि पृ० ४३) કહીને કર્મપ્રકૃતિસંગ્રહણીનો અતિદેશ કર્યો છે અને તે અર્થની પ્રાપ્તિ આપણને કર્મપ્રકૃતિમૂલમાં નહિ પણ ચૂર્ણિમાં જોવા મલે છે. આ બધા પરથી એમ નક્કી થાય છે કે કર્મપ્રકૃતિસંગ્રહણી અને કષાયપ્રાભૃતના નામથી અતિદેશોમાં તેની ચૂર્ણિઓ પણ લઈ શકાય છે. કર્મપ્રકૃતિ અંગેની વિચારણામાં આપણે એ પણ જોઈ ગયા છીએ કે કસાયપાહુડમાં અપ્રશસ્તઉપશમના અંગે કર્મપ્રકૃતિનો અતિદેશ છે અને તે અપ્રશસ્તોપશમનાની પ્રાપ્તિ કર્મપ્રકૃતિસંગ્રહણીની મૂલગાથાઓમાં પણ મલે છે, આ બધું જોતાં કષાયપ્રાભૃતમૂલ તથા ચૂર્ણિ બંને અતિપ્રાચીન અને શ્વેતામ્બર પરંપરાને અનુકૂલ ગ્રંથો છે એ સ્પષ્ટ નિશ્ચિત થાય છે.

## કષાયપ્રાભૃતમૂલ તથા ચૂર્ણિની રચનાનો કાલ

કષાયપ્રાભૃતમૂલ તથા ચૂર્ણિના રચના કાલની વિચારણા પણ અમારી ઉપરોક્ત માન્યતાને જ વધુ પુષ્ટિ આપે છે. કષાયપ્રાભૃતમૂલમાં કે ચૂર્ણિમાં તેના કર્તાના નામનો ઉલ્લેખ નથી, તેના કર્તાના નામનો ઉલ્લેખ જયધવલાટીકાના મંગલાચરણમાં પ્રાપ્ત થાય છે, અને તે ઉલ્લેખ પણ કષાયપ્રાભૃતમૂલના કર્તા તથા ચૂર્ણિના કર્તા શ્વેતામ્બર પરંપરાને માન્ય હોવાનું અને દિગંબરમતોત્પત્તિથી પૂર્વકાલીન હોવાનું નિશ્ચિત કરવામાં જ વિશેષે કરીને સહાયક છે. કષાયપ્રાભૃતમૂલના તથા ચૂર્ણિના કર્તા અંગે જયધવલાકારનો ઉલ્લેખ આ પ્રમાણે છે.—

"जेणिह कसायपाहुडमणेयणयमुज्जलं अणंतत्थं । गाहाहि विवरियं तं गुणहरभडारयं वंदे ॥६॥
गुणहरवयणविणिग्गयगाहाणत्थोऽवहारियो सव्वो । जेणज्जमंखुणा सो सणागहत्थी वरं देऊ ॥७॥
जो अज्जमंखुसीसो अंतेवासी वि णागहत्थिस्स । सो वित्तिसुत्तकत्ता जइवसहो मे वरं देऊ ॥

(जयधवला भा० १ पृ० ४)

જયધવલાના આ શ્લોકો કષાયપ્રાભૃતમૂલના કર્તા તરીકે ગુણધર અને ચૂર્ણિના કર્તા તરીકે આર્યમંગુના શિષ્ય અને આર્યનાગહસ્તીના અંતેવાસી યતિવૃષભનું નામ જણાવે છે, એટલું જ નહીં પણ એક સ્થળે જયધવલામાં ગુણધરને વાચક તરીકે પણ કહ્યા છે, "एतेनाशङ्का घातिता आत्मीया गुणधरवाचकेन" । કષાયપ્રાભૃતમૂલના કર્તા ગુણધરનો વાચક તરીકે ઉલ્લેખ અને તેમના તરફથી આર્યમંગુ અને આર્યનાગહસ્તીને થયેલ કષાયપ્રાભૃતના અર્થની પ્રાપ્તિ આ બન્ને વાતો કષાયપ્રાભૃતના કર્તા ગુણધર વાચકવંશમાં થયા હોવાનું વિશેષે કરીને સિદ્ધ કરે છે, કેમ કે આર્યમંગુ અને આર્યનાગહસ્તી તો વાચકવંશમાં સુપ્રસિદ્ધ છે અને આર્યનાગહસ્તી કર્મપ્રકૃતિ વગેરેના વિશેષ જાણકાર હોવાનો પણ ઉલ્લેખ છે. આ બધું જોતાં ગુણધરવાચક,

आर्यमंगु–नागहस्तीना समानकालीन अने चूर्णिकार यतिवृषभाचार्य आर्यमंगु नागहस्ती पछी नजीकना कालना होय तेम विशेष करीने जणाय छे. आर्यमंगु, आर्यनागहस्ती वगेरेने लगती वाचकवंशनी पट्टावलि नंदिसूत्रमां आ प्रमाणे आपेली छे

"सुहम्म अग्गिवेसाणं जंबूनाम च कासवं। पभवं कच्चायणं वंदे वच्छं सिज्जंभवं तहा ॥२३॥
जसमद्दं तुंगियं वंदे, संभूयं चेव माढरं। भद्दबाहुं च पाइन्नं थूलभद्दं च गोयमं ॥२४॥
एलावच्चसगोत्तं वंदामि महागिरिं सुहत्थिं च। तत्तो कोसिअगोत्तं बहुलस्स सरिव्वयं वन्दे ॥२५॥
हारियगोत्तं साइं च वंदिमो हारियं च सामज्जं। वंदे कोसियगोत्तं संडिल्लं अज्जजीयधरं ॥२६॥
तिसमुद्दखायकित्तिं दीवसमुद्देसु गहियपेयालं। वंदे अज्जसमुद्दं अक्खुभियसमुद्दगंभीरं ॥२७॥
भणगं करगं झरगं पभावगं णाणदंसणगुणाणं। वंदामि अज्जमंगुं सुयसागरपारगं धीरं ॥२८॥
नाणंमि दंसणंमि अ तवविणए णिच्चकालमुज्जुत्तं। अज्जं नंदिलखमणं सिरसा वंदे पसन्नमणं ॥२९॥
वड्ढउ वायगवंसो जसवंसो अज्जणागहत्थीणं। वागरणकरणभंगियकम्मपयडीपहाणाणं ॥३०॥
(नंदिसूत्र पृ० ४८ थी)

नंदिसूत्रनी आ गाथाओमां आपणने भगवान सुधर्मास्वामीथी आर्यनागहस्ती सुधीनी पाटपरंपरा प्राप्त थाय छे, जो के नंदिसूत्रमां तो तेना कर्ता देववाचके छेक पोताना सुधीनी परंपरा बतावी छे, परंतु अहीं ए बधी उपयोगी नथी माटे आर्य नागहस्ती सुधीनी गाथाओ ज अत्रे बतावी छे. क्रमशः पाटपरंपरामां आवता आचार्योनां नाम आ प्रमाणे छे–

(१) सुधर्मा भगवान (अग्निवेश्य गोत्र)
(२) जम्बूस्वामी (काश्यपगोत्र)
(३) प्रभवस्वामी (कात्यायनगोत्र)
(४) शय्यंभवस्वामी (वत्सगोत्र)
(५) यशोभद्रस्वामी (तुंगिक गोत्र)
(६) संभूतिविजय (माढरगोत्र)
(७) भद्रबाहुस्वामी (प्राचीन गोत्र)
(८) स्थूलभद्रस्वामी (गौतमगोत्र)
(९) आर्यमहागिरि (एलापत्य गोत्र)
(१०) आर्यसुहस्ती (एलापत्य गोत्र)
(११) आर्यबलिस्सह-(कौशिक गोत्र)
(१२) आर्यस्वाति (हारीतगोत्र)
(१३) आर्यश्याम (हारीतगोत्र)
(१४) आर्यशांडिल्य (कौशिक गोत्र)
(१५) आर्य समुद्र
(१६) आर्यमंगु
(१७) आर्यनंदिल
(१८) आर्यनागहस्ती

अहीं 'अज्जजीयधरं' पदनी व्याख्या टीकाकार मलयगिरिमहाराजे आर्य शांडिल्यना विशेषण तरीके करी छे, साथे 'अन्ये तु व्याचक्षते' कहीने आर्यजीतधरने शांडिल्यना शिष्य तरीके बताव्या छे.

उपरनी पट्टावलीथी जाणी शकाय छे, के आर्यमंगु अने आर्यनागहस्ती वगेरे भगवान् सुधर्मास्वामीनी पाटपरंपरामां आ रीते लगभग १६ मा अने १८ मा आवेल छे.

"वड्ढउ वायगवंसो जसवंसो अज्जणागहत्थीणं" आ उक्ति ए पण बतावे छे के आ बधानो वंश वाचक वंश हतो. उपरनी पट्टावलिमां आर्यस्वातिना नामनो उल्लेख छे, संभवतः ते तत्त्वार्थसूत्रना कर्ता

उमास्वाति महाराज छे. आर्यश्याम आर्यस्वातिना शिष्य अने पन्नवणाना कर्ता श्यामाचार्य छे. आ बधा वाचक तरीके प्रख्यात छे, एटलुं ज नहि पण पन्नवणासूत्रनी टीका वगेरेमां वाचकनो अर्थ पूर्ववित् (पूर्वधर) कर्यो छे.

वळी श्रुतावतारमां एवो स्पष्ट निर्देश छे के गुणधरमुनिए कषायप्राभृतमूलनी १८३ गाथा तथा एना विवरणनी ५३ गाथा रची छे अने तेओए तेनी वाचना आर्यमंगु अने आर्य नागहस्तीने आपी छे जुओ **श्रुतावतार** गाथा-१५२-१५३-१५४.

अथ गुणधरमुनिनाथः सकषायप्राभृतान्वयं तत् । प्रायो-दोपप्राभृतकाररसंज्ञा साम्प्रतिकशक्तिनपेक्ष्य ॥१५२॥
त्र्यधिकाशीत्या युक्तं शतं च मूलसूत्रगाथानाम् । विवरणगाथानां च त्र्यधिकं पञ्चाशतमकार्षीत ॥१५३॥
एवं गाथासूत्राणि पंचदशमहाधिकाराणि । प्रविरच्य व्याचख्यौ स नागहस्त्यार्यमंक्षुभ्याम् ॥१५४॥

जो के श्रुतावतारमां इन्द्रनन्दि जणावे छे के 'गुणधर, धरसेनना अन्वय (वंश) ने अमे जाणता नथी' परन्तु गुणधरमुनिए कषायप्राभृतनी आर्यमंगु अने नागहस्तीने वाचना आप्यानी वात तो श्रुतावतारमां स्पष्ट बतावी छे. आ बधा उपरथी नक्की थाय छे के कषायप्राभृतना कर्ता गुणधरवाचक ए वाचक वंशमां आर्यमंगु अने नागहस्तीना समानकालिक होवा जोईए अने तेमनी पासेथी कषायप्राभृतनी प्राप्ति आर्यमंगु अने आर्यनागहस्तीने थई होवी जोईए आर्यमंगु तेमज आर्यनागहस्तीनी पासेथी यतिवृषभाचार्यने क० प्रा० नो अर्थ प्राप्त थयो अने तेना उपरथी यतिवृषभाचार्ये चूर्णिसूत्रोनी रचना करी होवी जोईए. श्रुतावतारमां यतिवृषभे आर्यमंगु अने नागहस्ती पासे कषायप्राभृतनुं अध्ययन करीने चूर्णिसूत्रनी रचना कर्यानो आ प्रमाणे उल्लेख पण छे—

पार्श्वे तयोर्द्वयोरप्यधीत्य सूत्राणि तानि यतिवृषभः । यतिवृषभनामधेयो बभूव शास्त्रार्थनिपुणमति ॥१५५॥
तेन ततो यतिपतिना तद्गाथावृत्तिसूत्ररूपेण । रचितानि षट्सहस्रग्रन्थान्यथ चूर्णिसूत्राणि ॥१५६॥

अहीं पूर्वनी गाथा साथे सम्बन्ध होवाना कारणे 'तयोः' पद थी आर्यमंगु अने आर्य नागहस्ती लेवाना छे.

अहीं एक प्रश्न थाय के वाचकवंशनी उक्त पट्टावलिमां **गुणधरवाचकना** नामनो उल्लेख केम नथी ? एनुं **समाधान** ए छे के पट्टावलिमां पाटपरंपरामां आवनार प्रधानपुरुषोनां ज नामोनो उल्लेख होय छे, ज्यारे ते सिवाय तत्कालीन जे महापुरुषो थया होय तेमनां नामो पट्टावलिमां नथी पण आवतां, तेथी गुणधरवाचक पण आवी ज रीते पाटपरंपरामां न आवता होवाना कारणे तत्कालीन पूर्वधर पुरुष होय, तो पण तेमनो पट्टावलिमां नामनिर्देश न होय ए बने, परंतु तेटला मात्रथी तेमनां अस्तित्वनो निषेध थई शकतो नथी. आर्यमंगुनो काल वीर संवत ४६७ लगभग नो छे. "४६७ वर्षे आर्यमंगु-वृद्धवादि-पादलिप्त-श्रीसिद्धसेनाद्याचार्या बभूवु" (गुरुपट्टावलि- पट्टावलीसमुच्चय पृ० १६६) एटले कषायप्राभृतचूर्णिनी रचनानो काल पण

वीरसंवत ४६७ लगभगनो होई शके छे, केम के चूर्णिकार आर्यमंगुना शिष्य अने आर्यनागहस्तीना अंतेवासी छे. अहीं शिष्य अने अंतेवासी एम बे जुदा शब्दोनुं रहस्य ए होई शके के आर्यनागहस्तीनी निकटमां विशेष श्रुत भणवा माटे रहेनारा अने आर्यमंगुना शिष्य. गमे तेम होय पण यतिवृषभाचार्ये आर्यमंगु अने नागहस्ती बन्ने पासे कषायप्राभृतनो अभ्यास कर्यो छे अने त्यार पछी चूर्णिसूत्रनी रचना करी छे, एटले संभव छे के आर्यमंगु अने नागहस्तीना काल दरमियान ज चूर्णिसूत्रनी रचना थई होय, अथवा तेमना पछी नजीकना कालमां थई होय. दिगंबरमतोत्पत्तिनो काल वीर संवत ६०० पछी छे. एटले प्रस्तुत कषायप्राभृतमूल तथा चूर्णिसूत्रनी रचना दिगंबरमतनी स्थापना पूर्वेनी छे अने तेथी प्रस्तुत बन्ने ग्रन्थो बन्ने परंपराने मान्य बन्या होवानो संभव छे. पूर्वे पण आपणे जोई गया छीए के पंचसंग्रह, सित्तरीचूर्णि, शतकचूर्णि आदिमां कषायप्राभृतने लगती वातो छे तेमज कर्मप्रकृतिनी भलामण कषायप्राभृतचूर्णिमां छे. आथी सूचित थाय छे के कषायप्राभृत तथा तेनी चूर्णिने पंचसंग्रहकार, सप्ततिकाचूर्णिकार, शतकचूर्णिकार वगेरेए मान्य करी छे. कर्मप्रकृतिने कषायप्राभृतचूर्णिकारे पण मान्य करी छे, एटले क० प्रा० चूर्णि अतिप्राचीन तेमज प्रामाणिक ग्रन्थ छे.

## कषायप्राभृत चूर्णिनी रचनाना काल अंगे वर्तमान संपादकोनी मान्यता

कषायप्राभृतमूल तथा चूर्णिनी रचनाकालना आपणा अनुमानथी विरुद्ध जयधवलाकारना उल्लेख तथा त्रिलोकप्रज्ञप्तिनी बे गाथा उपरथी कषायप्राभृतचूर्णि तथा जयधवलाना वर्तमान संपादकोए जे मान्यता ऊभी करी छे, तेनी पण आपणे थोडी समीक्षा करी लईए. जयधवलाकारे प्रारम्भमां मंगलाचरणमां कषायप्राभृतमूलना कर्ता गुणधर तथा चूर्णिना कर्ता तरीके आर्यमंगु- आर्यनागहस्तीना शिष्य-अन्तेवासी यतिवृषभाचार्यना नामनो उल्लेख मात्र कर्यो छे, पाछळथी द्रव्यागमनी प्रमाणभूतता बतावता जयधवलाकार कषायप्राभृतमूलनी रचना करनारने तेमज आर्यमंगु, आर्यनागहस्ती अने यतिवृषभाचार्यने वीर संवत ६८३ पछी घणा काळे थयेल बतावे छे. तेमना मत मुजब वीर संवत ६८३ वर्षे लोहाचार्यनो स्वर्गवास थयो अने तेनी साथे आचारांगनो पण विच्छेद थयो, त्यार पछी सर्व आचार्यो अंग तथा पूर्वना एकदेशना ज्ञानवाळा थया अने तेमनी परंपराथी अंग अने पूर्वना एक देशनुं ज्ञान गुणधराचार्यने मळ्युं, तेमणे कालना प्रभावे ग्रन्थविच्छेदना भयथी 'ज्ञानप्रवाद' नामना पांचमा पूर्वनी दशमी वस्तुना त्रीजा पेज्जदोषपाहुडनो कषायप्राभृतग्रन्थरूपे १८० गाथामां उपसंहार (संग्रह)कर्यो. ते पछी आचार्यपरंपराथी चाली आवती ते सूत्रगाथाओ आर्यमंगु अने आर्यनागहस्तीने प्राप्त थई अने ते बन्नेना पादमूलमां गुणधराचार्यना मुखमांथी निकळेली ए १८० गाथाओ ( कषायप्राभृतमूल ) ने सम्यग् रीते सांभळी यतिवृषभभट्टारके चूर्णिसूत्रनी रचना करी. जयधवलानो आ संपूर्ण उल्लेख तेमना ज शब्दोमां रजू करीए छीए-

"पुणो लोहाइरिए सग्ग गदे आयारंगस्स वोच्छेदो जादो। एदेसिं सव्वेसिं कालाण समासो छसद-वासाणि तेसीदिवासेहि समहियाणि ६८३। वड्ढमाणजिणिंदे णिव्वाण गदे पुणो एत्तिएसु वासेसु अदक्कंतेसु एदम्हि भरहखेत्ते सव्वे आइरिया सव्वेसिमंगपुव्वाणमेगदेसधारया जादा।

तदो अंगपुव्वाणमेगदेसो चेव आइरियपरंपराए आगंतूण गुणहराइरियं संपत्तो। पुणो तेण गुणहर-भडारएण णाणपवादपंचमपुव्व-दसमवत्थुतदियकसायपाहुडमहण्णवपारएण गंथवोच्छेदभएण पवयणवच्छल-परवसीकयहियएण एद पेज्जदोसपाहुड सोलसपदसहस्सपमाणं होंतं असीदिसदमेत्तगाहाहि उवसंघारिदं। पुणो ताओ चेव सुत्तगाहाओ आइरियपरंपराए आगच्छमाणीओ अज्जमंखु- णागहत्थीण पत्ताओ। पुणो तेसिं दोण्हं पि पादमूले असीदिसदगाहाण गुणहरमुहकमलविणिग्गयाणमत्थं सम्मं सोऊण जयिवसह-भडारएण पवयणवच्छलेण चुण्णिसुत्तं कयं।" (जयधवला भाग १ पृ० ८६)

तिलोयपण्णत्तिग्रन्थने अन्ते बे गाथाओ आ प्रमाणे छे.

"पणमह जिणवरवसहं गणहरवसहं तहेव गुणवसहं। दट्ठूण परिसवसहं जदिवसहं धम्मसुत्तपाढर卐वसहं॥ चुण्णिस्सरूवत्थकरणसरूवपमाण होइ किं जं तं। अट्ठसहस्सपमाणं तिलोयपण्णत्तिणामाए॥

त्रिलोकप्रज्ञप्तिनी आ बे गाथा परथी त्रिलोकप्रज्ञप्तिना कर्ता तरीके यतिवृषभने तेओ माने छे अने त्रि० प्र० मां वीर संवत १००० सुधीना राजाओनो इतिहास होवाना कारणे तेनी रचना वीर संवत१००० पछीनी होवानुं सिद्ध करे छे तथा क० प्रा० चूर्णिना कर्ता तरीके यतिवृषभना नामनो उल्लेख जयधवलामां मळे छे, तेथी बन्नेना कर्ता यतिवृषभ एक मानी, कषायप्राभृत-चूर्णिनी रचना पण वीर संवत १००० पछी थी थई होवानुं नक्की करवानो सम्पादकोए प्रयास कर्यो छे.

## उक्त मान्यतानी समीक्षा

जयधवलाकारना कथन तथा त्रिलोकप्रज्ञप्तिनी गाथा उपरथी ऊभी करेली उक्त मान्यता युक्तिसंगत नथी. तेनां कारणो आ प्रमाणे छे,

(१) जयधवलाकारना आ उल्लेख तथा श्रुतावतार सिवाय दिगंबर प्राचीन हजारो ग्रन्थोमां तथा पट्टावलिओमां क्यांय वाचकवंशनो, आर्यमंगु, आर्यनागहस्ती के यतिवृषभ वगेरेमांथी कोईनो पण उल्लेख प्राप्त थतो नथी. जयधवलाना प्रस्तावनाकार पोते पण आ बाबत खास जणावे छे, जुओ

"और इन दोनों आचार्योका भी उल्लेख धवला, जयधवला और श्रुतावतारके सिवाय उपलब्ध दिगंबर साहित्यमें अन्यत्र नहीं पाया जाता है।" (पृ० ४४)

जयधवला अने श्रुतावतारमां पण मात्र कषायप्राभृतनी रचना सिवाय गुणधर आर्यमंगु अने नागहस्ती वगेरे विषे कोई विशेष वात जाणवा मळती नथी, श्रुतावतारमां इन्द्रनन्दि जणावे छे के गुणधरवाचकनो वंश तेना जाणकार मुनिजनोना तथा आगमोना अभावे अमने जाणवा मळतो नथी, जुओ

卐 मुद्रित त्रि० प्र० मां 'पाढए' एवो पाठ छे.

卐ગુણધરધરસેનાન્વયગુર્વો: પૂર્વાપરક્રમોઽસ્માભિઃ । ન જ્ઞાયતે તદન્વયકથકાગમમુનિજનાભાવાત્ ॥૧૫૧॥

ત્યારે શ્વેતામ્બરોની અનેક પટ્ટાવલિઓ ઉપરાંત નંદિસૂત્ર મૂલ, તેની ચૂર્ણિ, ટીકાઓ, હિમવંત-થેરાવલી વગેરેમાં આર્યમંગુ, આર્યનાગહસ્તી તથા વાચકવંશનો ઉલ્લેખ ઉપલબ્ધ થાય છે, ઉપરાંત △બૃહત્કલ્પ, ઉપદેશમાલા આદિ શ્વેતામ્બરપરંપરામાન્ય ગ્રન્થોમાં આર્યમંગુના નામનો ઉલ્લેખ અનેક સ્થલે છે, એટલું જ નહિ પણ આર્ય મંગુનું કાંઈક ટૂંકું જીવનચરિત્ર પણ ★ નિશીથચૂર્ણિમાં ઉપલબ્ધ થાય છે. જો કે કલ્પસૂત્રની પટ્ટાવલિમાં આર્યમંગુનું તથા આર્યનાગહસ્તીનું નામ નથી આવતું પણ તેનું કારણ એ છે કે કલ્પસૂત્રપટ્ટાવલીમાં શ્રમણ ભગવાન મહાવીરદેવની પાટપરંપરામાં આર્યમહાગિરિ તથા આર્યસુહસ્તી વતાવ્યા પછી આર્યસુહસ્તીની પાટપરંપરા વતાવી છે, જ્યારે આર્યમંગુ અને આર્યનાગહસ્તી આર્યમહાગિરિની પાટપરંપરામાં થયેલ છે. નંદિસૂત્રની પટ્ટાવલી આર્ય-મહાગિરિની પાટપરંપરાની છે, તેથી તેમાં તેમનાં નામ આવે છે. જુઓ નંદિસૂત્રની મલયગિરિ મ૦ ની ટીકા

"તત્ર સુહસ્તિન આરભ્ય સુસ્થિતસુપ્રતિબદ્ધાદિક્રમેણાવલિકા વિનિર્ગતા સા યથા દશાશ્રુતસ્કન્ધે તથૈવ દ્રષ્ટવ્યા ન તયેહાધિકાર, તસ્યામાવલિકાયાં પ્રસ્તુતાધ્યયનકારકસ્ય દેવવાચકસ્યાભાવાત્, તત ઇહ મહાગિર્યાવલિકયાધિકારઃ" (નંદિસૂત્ર મલયગિરિટીકા પૃષ્ઠ ૪૯')

વળી આર્યમંગુનો કે નાગહસ્તીનો કાલ જો કે નંદિસૂત્રની પટ્ટાવલિમાં વતાવ્યો નથી, પરંતુ અન્યત્ર પટ્ટાવલિઓમાં આર્યમંગુનો કાલ વી૦ સં૦ ૪૬૭ લગભગનો વતાવેલ છે. હિમવંતથેરાવલિમાં આર્યમંગુ અને નાગહસ્તીના કાલનો સ્પષ્ટ નિર્દેશ નથી પણ આગળ પાછળના આચાર્યોના કાલનિર્દેશના હિસાવે આર્ય મંગુનો ૪૬૭ લગભગનો અને નાગહસ્તીનો તેની નજીકનો કાલ જણાય છે. હિમવંતથેરાવલિમાં આચાર્યોનો ક્રમ આ રીતે વતાવ્યો છે

卐અહીં ઇન્દ્રનન્દિ, ગુણધર સાથે ધરસેનની પણ વંશપરંપરા પોતે જાણતા નથી એમ જણાવે છે ધરસેનાચાર્યે પાસેથી જ્ઞાનને પ્રાપ્ત કરી ભૂતવલિ અને પુષ્પદન્તે ષટ્ખંડાગમની રચના કરી છે. આ ષટ્ખંડાગમના સૂત્રોમાં આવતી સ્ત્રીને સંયતાદિગુણસ્થાનકોની પ્રાપ્તિ અને ઋજુસૂત્રનયનો દ્રવ્યાર્થિક નયમાં અન્તર્ભાવાદિને લગતી માન્યતાઓ જોતા પ્રસ્તુત ગ્રન્થ પણ શ્વેતામ્બરામ્નાયને વધુ અનુકૂલ છે પણ આ પ્રસ્તાવનામાં એ ગ્રન્થને લગતી વિચારણા અપ્રસ્તુત હોઈ અમે એ વાવતમાં ઉલ્લેખ કરતા નથી. એને લગતું અમે જે સંશોધન કર્યું છે તે પણ અવસરે પ્રકાશમાં લાવવાની ભાવના રાખીએ છીએ

△ જુઓ બૃહત્કલ્પભાગ ૧–પૃ૦ ૪૪ ★ નિશીથચૂર્ણિ ભા૦ ૨ પૃ૦ ૧૨૫, ભા૦ ૩ પૃ૦ ૧૫૨.




વળી હિમવંતથેરાવલિમાં આર્યબલિસ્સહે, આર્યસ્વાતિએ અને આર્યશ્યામાચાર્યે ઉપરોક્ત ગ્રન્થોની રચના ખારવેલ રાજાની વિનંતિથી કરી હોવાનું જણાવ્યું છે અને ખારવેલનો રાજ્યકાલ પણ વીર-સંવત ૩૦૦ થી ૩૩૦ સુધીનો બતાવ્યો છે, એટલે ઉપરોક્ત ત્રણે આચાર્યોનું તે કાલે અસ્તિત્વ હોય એમ જણાય છે. વળી અન્ય પટ્ટાવલીઓમાં પણ વીર સંવત ૩૭૬માં શ્યામાચાર્ય કાલ કરી ગયાનો ઉલ્લેખ છે "તચ્છિષ્ય શ્યામાચાર્ય પ્રજ્ઞાપનાકૃત્ શ્રીવીરાત્ ષટ્સપ્તત્યધિકશતત્રયે સ્વર્गभाक्"। શ્યામાચાર્ય અને આર્યમંગુ વચ્ચે બે આચાર્યો આવી ગયા એટલે આર્યમંગુનો નિર્વાણ કાલ પણ વીર સંવત ૪૬૭ લગભગનો સંગત થાય છે. આર્યમંગુ પછી વળી ચાર

આચાર્યો વીત્યા બાદ આર્યસ્કંદિલ આવે છે, અને તેમને વિક્રમ સંવત ૧૫૩માં એટલે કે વીર સંવત ૬૨૩માં અગિયાર અંગો સંકલિત કર્યાં છે, એટલે આ ઉપરથી નાગહસ્તીનો કાલ આર્યમંગુની નજીકનો હોય એમ જણાય છે.

હિમવંતથેરાવલિના પાઠો આ પ્રમાણે છે

"आर्यमहागिरीणां जिनकल्पितुलनां कुर्वतां बहुलाख्यो विनेयवरो जिनकल्पितुलनामकरोत्। बलिस्सहश्च पश्चात् स्थविरकल्पमभजत्। बलिस्सहशिष्याः स्वात्याचार्याः श्रुतसागरपारगास्तत्त्वार्थसूत्राख्यं शास्त्रं विहितवन्तः। तेषां शिष्यैरार्यश्यामैः प्रज्ञापना प्ररूपिता। श्यामार्यशिष्याः स्थविराः शाण्डिल्याचार्याः श्रुतसागरपारगा अभवन्। तेषां शाण्डिलाचार्याणां आर्यजीतधरा ऽऽर्यसमुद्राख्यौ द्वौ शिष्यावभूताम्। आर्यसमुद्रस्याऽऽर्यमङ्गु नामानः प्रभावकाः शिष्या जाताः। आर्यमङ्गूनां चाऽऽर्यनंदिलाख्याः शिष्या बभूवुः। आर्यनन्दिलानां चाऽऽर्यनागहस्तिनः शिष्या बभूवुः। आर्यनागहस्तिनां चाऽऽर्यरेवतीनक्षत्राख्याः शिष्या अभवन्। आर्यरेवतीनक्षत्राणां आर्यसिंहाख्याः शिष्या अभवन्। ते च ब्रह्मद्वीपिकाशाखोपलक्षिता अभूवन्। तेषामार्यसिंहानां स्थविराणां मधुमित्राऽऽर्यस्कंदिलाचार्यनामानौ द्वौ शिष्यावभूताम्। आर्यमधुमित्राणां शिष्या आर्यगन्धहस्तिनोऽतीवविद्वांसः प्रभावकाश्चाभवन्। तैश्च पूर्वस्थविरोत्तंसोमास्वातिवाचकरचित-तत्त्वार्थोपरि अशीतिसहस्रश्लोकप्रमाणं महाभाष्यं रचितम्। एकादशांगोपरि चाऽऽर्यस्कन्दिलस्थविराणामुपरोधतस्तैर्विवरणानि रचितानि। यदुक्तं तद्रचिताचाराङ्गविवरणान्ते यथा—

थेरस्स महुमित्तस्स सेहेहिं तिपुव्वनाणजुत्तेहिं। मुणिगणविवंदिएहिं ववगयरागाइदोसेहिं ॥१॥
बंभद्दीवियसाहामउडेहिं गंधहत्थिविबुहेहिं। विवरणमेयं रइयं दोसयवासेसु विक्कमओ ॥२॥ (पृ० ९)

तयणंतरं वीराओ णतिसयवासेसु विइक्कंतेसु वुड्ढरायपुत्तो भिक्खुराओ कलिंगाहिवो संजाओ।" (पृ० ६)

इइ ताणं सव्वाणं णिग्गंठाणं विमाइत्ता कयट्ठो भिक्खुरायणिवो कयंजलिपुडो बलिस्सहुमसाइ-सामज्जाइण थेराण णमंसित्ता जिणपवयणमउडकप्पपायस्स दिट्ठिवायस्स संगहट्ठा विण्णवेइ। इइ तेण णिवेण चोइएहिं तेहिं थेरेहिं अन्नेहिं य अवसिट्ठं जिणपवयणं दिट्ठिवायं णिग्गंठगणाओ थोवं थोवं साहित्ता भुज्ज-तालवक्कलाइपत्तेसु अक्खरसन्निवायोववेयं कारइत्ता भिक्खुराय-णिवमणोरहं पूरित्ता अज्जसोहम्मुवएसिय-दुवालसंगीरक्खआ ते संजाया। समणाण णिग्गंठाण णिग्गंठीण य जिणपवयणसुलहबोहट्ठं णं अज्जसामेहिं थेरेहिं य तत्थ पण्णवणा परूविया। उमसाईहिं य थेरेहिं तत्तत्थसुत्तं सणिज्जुइयं परूवियं। थेरेहिं य अज्जबलिस्सहेहिं य विज्जापवायपुव्वाओ अंगविज्जाइसत्थे परूविए। एसो णं जिणसासणप्पभावगो भिक्खुरायणिवो णेगे धम्मकज्जाणि किच्चा सुज्झाणोवेओ वीराओ ण तीसाहियतिसयवासेसु विइक्कतेसु सग्गं पत्तो। (पृ० ७)

दुर्भिक्षान्ते च विक्रमार्कस्यैकशताधिकत्रिपञ्चाशत्संवत्सरे स्थविरैरार्यस्कंदिलाचार्यैरुत्तरमथुरायां जैनभिक्षूणां संघो मेलितः। एकशताधिकपञ्चविंशतिजैनभिक्षवः स्थविरकल्पानुयायिनो मधुमित्रगन्धहस्त्यादयः समिलिताः। सर्वेषां सावशेषमुखपाठान् मेलयित्वाऽऽर्यस्कन्दिलैर्गन्धहस्त्याद्यनुमतैरेकादशाङ्गी पुनर्ग्रथिता। (पृ० १०)

(२) श्वेताम्बर परंपरामां पूर्वधरने वाचक कहेवामां आवता हता.

"वाई य खमासमणे दिवायरे वायग त्ति एगट्ठा। पुव्वगयम्मि य सुत्ते एए सद्दा पउंजंति ॥"

(जैन कथावली)

જયધવલામાં ગુણધરને વાચક કહેલ છે અને તેથી તેઓ પૂર્વધર હતા પણ પૂર્વના એકદેશના ધારક નહીં, કેમકે પૂર્વના એકદેશના ધારક માટે પૂર્વધર માટે વપરાતા વાચકશબ્દનો પ્રયોગ કરવો વિસંવાદી જણાય છે.

(३) दिगंबरग्रन्थकार इन्द्रनन्दिना वचनथी पण जयधवलाकारनुं उक्त वचन बाधित थाय छे. ते आ रीते–

इन्द्रनन्दिना कथन मुजब कषायप्राभृत उपर चूर्णिसूत्रो तथा उच्चारणाचार्यनी टीकानी रचना थया पछी कुंडकुंदपुरमां पद्मनन्दिमुनिने अेनी प्राप्ति थई छे, पद्मनन्दि अे प्रसिद्ध दिगंबराचार्य कुंदकुंदाचार्यनुं ज बीजुं नाम छे, षट्खंडागम अने कषायप्राभृतनी प्राप्ति कुंदकुंदाचार्यने थई छे, अेटलुं ज नहीं पण तेमणे षट्खंडना प्रथम त्रणखंड उपर 'परिकर्म' नामनी बारहजार श्लोकप्रमाण टीका रची छे. जुओ श्रुतावतार

तस्यान्ते पुनरुच्चारणादिकाचार्यसञ्ज्ञकेन तत । सूत्राणि तानि सम्यगधीत्य ग्रन्थार्थरूपेण ॥१५७॥
द्वादशगुणितसहस्रग्रन्थान्युच्चारणाख्यसूत्राणि । रचितानि वृत्तिरूपेण तेन तच्चूर्णिसूत्राणाम ॥१५८॥
गाथाचूर्ण्युच्चारणसूत्रैरुपसंहृतं कषायाख्य । प्राभृतमेवं गुणधरयतिवृषभोच्चारणाचार्यैः ॥१५९॥
एव द्विविधो द्रव्यभावपुस्तकगत समागच्छन् । गुरुपरिपाट्या ज्ञात सिद्धान्तः कुण्डकुन्दपुरे ॥१६०॥
श्रीपद्मनन्दिमुनिना सोऽपि द्वादशसहस्रपरिमाण । ग्रन्थपरिकर्मकर्त्रा षट्खण्डाद्यत्रिखण्डस्य ॥१६१॥

वळी धवलामां पण अनेक स्थळे परिकर्मनी साक्षी आवे छे. जुओ–

(१) त्ति परियम्मवुत्तं" (धवला अ० पृ० १४९)
(२) परियम्मम्मि वुत्त (धवला अ० पृ० ६७८)
(३) परियम्मवयणादो णव्वदे (धवला अ० पृ० १६७)

अेटलुंज नहीं अेक स्थले तो धवलाकारे परिकर्मनो बधा आचार्योने सम्मत ग्रन्थ तरीके उल्लेख कर्यो छे.

"सयलाइरिय सम्मदपरियम्मसिद्धत्तादो" धवला प्रस्तावनाकारना कथन मुजब प्रायः धवलाना परिकर्मसूत्रने लगता उल्लेखो पण षट्खंडागमना त्रणखंडना विषय उपर ज छे, आ सिवाय पण अनेक प्रमाणोथी 'परिकर्म' नामनी टीका रचायानुं जणाय छे.

कुंदकुंदाचार्ये 'परिकर्म' टीकानी रचना करी छे, अे उल्लेख स्पष्ट साबित करे छे के कषायप्राभृतचूर्णिकार अे कुंदकुंदाचार्यथी पूर्ववर्ती छे अने कुंदकुंदाचार्यनो काळ हालनी दिगम्बरमान्यता मुजब गणीये तो पण विक्रमनी पहेली बीजी के त्रीजी सदीनो थाय छे. दिगम्बरपट्टावलीओना आधारे कुन्दकुन्दनो काळ विक्रमना पहेला बीजा सैकानो नकी थाय छे 'विद्वद्‌जनबोधक' मां कुन्दकुन्दाचार्यनो काल वीर संवत ७७० नो अेटले विक्रम संवत ३०० लगभगनो बताव्यो छे.

"वर्षे सप्तशते चैव सप्तत्या च★ विस्मृतौ । उमास्वातिमुनिर्जातः कुन्दकुन्दस्तथैव च ॥१॥

अे सिवाय कुर्ग इन्स्क्रिपशंसमां मर्करानां ताम्रपत्र उपरथी कुन्दकुन्दनो काल जयधवलानी प्रस्तावनामां विक्रमनी त्रीजी सदी पूर्वेनो बताव्यो छे. गमे तेम होय पण जयधवलाना कथन तथा त्रिलोकप्रज्ञप्तिनी गाथाओना आधारे कषायप्राभृतचूर्णिनी वीर संवत १००० पछी रचना थई

★ विस्मृतौ, इति प्रतिभाति ।

होवानी मान्यताना हिसावे कुन्दकुन्दचार्यने उक्त सिद्धान्तनी प्राप्ति थई शके नहीं, केम के कुन्दकुन्दाचार्य ओ वीर संवत १००० पछीना होवानी दिगंबर विद्वानोनी पण मान्यता नथी.

(३) श्रुतावतारना अनुसारे कुंदकुंदाचार्यथी केटलोक काल वीत्या बाद शामकुंडाचार्य ने कषायप्राभृत अने षट्खण्डागमनी प्राप्ति थई छे अने तेना उपर तेमणे पण बार हजार श्लोकप्रमाण संस्कृत, प्राकृत अने कर्णाट (कन्नड) भाषामिश्रित ग्रन्थनी रचना करी छे, त्यार पछी केटलोय काळ वीत्या बाद तुम्बुलूर नामना आचार्य तुम्बुलूर गाममां थया तेमणे पण षट्खण्डना आद्य पांच खण्ड तथा कषायप्राभृत उपर कर्णाटभाषामां ८४ हजार श्लोक प्रमाण चूडामणि नामनी टीका रची छे, षट्खंड उपर ७००० श्लोक प्रमाण पंजिका रची छे, त्यार पछी समंतभद्रस्वामी थया, तेमणे पण षट्खण्डागमना प्रथम पांच खंडो उपर अतिसुंदर अने मृदु संस्कृतभाषामां ८४ हजारश्लोक प्रमाण टीका रची छे, जुओ श्रुतावतार—

काले तत कियत्यपि गते पुन, शामकुण्डसंज्ञेन। आचार्येण ज्ञात्वा द्विभेदमप्यागम कात्स्न्यात् ॥१६२॥
द्वादशगुणितसहस्रं ग्रन्थ सिद्धान्तयोरुभयो। षष्ठेन विना खण्डेन पृथुमहाबन्धसंज्ञेन ॥१६३॥
प्राकृतसंस्कृतकर्णाटभाषया पद्धति परा रचिता। तस्मादारात्पुनरपि काले गतवति कियत्यपि च ॥१६४॥
अथ तुम्बुलूरनामाचार्योऽभूत्तुम्बुलूरसद्ग्रामे। षष्ठेन विना खण्डेन सोऽपि सिद्धान्तयोरुभयो. ॥१६५॥
चतुरधिकाशीतिसहस्रग्रन्थरचनया युक्ताम्। कर्णाटभाषयाऽकृत महतीं चूडामणिं व्याख्याम् ॥१६६॥
सप्तसहस्रग्रन्थां षष्ठस्य च पंचिका पुनरकार्षीत्। कालान्तरे ततः पुनरासंध्यां पलरि तार्किकार्कोऽभूत् ॥१६७॥
श्रीमान्समन्तभद्रस्वामीत्यथ सोऽप्यधीत्य त द्विविधम्। सिद्धान्तमतः षट्खण्डागमगतखण्डपञ्चकस्य पुन ॥१६८॥
अष्टौ चत्वारिंशत्सहस्रसद्ग्रन्थरचनया युक्ताम्। विरचितवानतिसुन्दरमृदुसंस्कृतभाषया टीकाम् ॥१६९॥

आ आचार्योनो काल वीर संवत १००० पूर्वनो छे अने क० प्रा० चूर्णिनी रचना तो आ बधी टीकाओनी रचना पूर्वेनी छे तेथी आ बधी टीकाओनी रचनाना आधारे कषायप्राभृतचूर्णि रचनानो काल वीर संवत १००० पछी मानी शकाय तेम 卐 नथी, तेमज आ अनेकानेक टीकाओनो अपलाप पण थई शके तेम नथी.

वर्णी अभिनंदन ग्रंथमां "स्वामिसमन्तभद्रका समय और इतिहास" नामना लेखमां स्वामिसमन्तभद्रना काल विषे ऐतिहासिक रीते घणी विचारणा बतावी छे अने जुदा जुदा विद्वानोना मत जणाव्या छे. अने ते बधा मतोना अनुसार वीर संवत १००० वर्ष पूर्वनो ज काल नक्की थाय छे वळी ते ज ग्रंथमां 'स्वामिसमन्तभद्र तथा पाटलीपुत्र' लेखमां स्वामिका बहुमान्य समय शक सं० ६० या १३८ ई० है" पृ० ३२० अेम स्पष्ट उल्लेख छे श्वेताम्बरपट्टावलीओमां पण आचार्य

卐 "इन्द्रनंदिने अपने श्रुतावतारमें कषायप्राभृत चूर्णिसूत्रों और उच्चारणावृत्तिकी रचना हो जाने के बाद कुण्डकुन्दपुर में पद्मनन्दिमुनिको उसकी प्राप्ति हुई ऐसा लिखा है और उसके बाद शामकुण्डाचार्य, तुम्बुलूराचार्य और समन्तभद्राचार्य को उसकी प्राप्ति होनेका उल्लेख किया है। यदि यतिवृषभका समय विक्रमकी छट्ठी शताब्दी माना जाता है तो ये सब आचार्य उसके बादके विद्वान ठहरते हैं। जो कि मान्य नहि हो सकता" (जयधवला भा० १ लो प्रस्तावना पृ० ५७)

वज्रसेनसूरि महाराजना पट्टधर आचार्यचंद्रसूरिना पट्टधर तरीके आचार्यसमन्तभद्रसूरिनो उल्लेख छे अने तेमनो काळ वीर संवत ६५० लगभगनो छे.

(४) त्रिलोकप्रज्ञप्तिना कर्ता यतिवृषभ मानवामां पण कोई प्रमाण मळतुं नथी. त्रि० प्र० ना अन्तभागमां आवेली जे बे गाथाओ प्रमाण तरीके रजू कराय छे ते बे गाथाओ परथी त्रिलोकप्रज्ञप्तिना कर्ता यतिवृषभ नक्की थई शकता नथी, ते बे गाथाओ आ प्रमाणे छे

पणमह जिणवरवसहं गणहरवसहं तहेव गुणवसहं। दट्ठूण परिसवसहं जदिवसहं धम्मसुत्तपाढए(र)वसहं॥
चुण्णिस्सरूवछक्करणसरूवपमाण होइ किं ज तं। अट्ठसहस्सपमाणं तिलोयपण्णत्तिणामाए ॥

आ बे गाथा मुद्रित त्रिलोकप्रज्ञप्तिना अन्ते पृ० ८८२ उपर छे. तेमांनी बीजी गाथामां 'चुण्णिस्सरूवछक्करण' छे त्यां हस्तलिखित प्रतमां 'चुण्णिस्सरूवत्थकरण' छे अने 'किं ज तं' ना बदले 'किंजत्तं' छे. मुद्रित त्रि० प्र० ना टिप्पणमां संपादके पोते ज आ हकीकत जणावी छे. प्रथम गाथाना 'जदिवसहं' पद उपरथी त्रिलोकप्रज्ञप्तिना कर्ता तरीके यतिवृषभने मानवामां आवे छे पण ते संगत नथी. गाथामां त्रिलोकप्रज्ञप्तिना कर्ता तरीके यतिवृषभनुं नाम नथी परंतु प्रस्तुत गाथा अंतिम मंगल तरीके छे अने तेमां श्रीजिनेश्वरोने, गुणोथी श्रेष्ठ गणधर भगवंतो वगेरेने नमस्कार करवानुं ग्रन्थकार जणावे छे. गाथानो अर्थ आ रीते थई शके छे– हे भव्यजनो! तमे उत्तम श्रीजिनेश्वर भगवतो तथा पवित्रगुणोने धारण करनार गणधर भगवंतो, उत्तमपर्षदाने धारण करनार (आचार्यभगवंतो) श्रेष्ठयतिओ अने धर्मसूत्रना श्रेष्ठ पाठको(उपाध्याय-भगवंतो) ने देखीने प्रणाम करो. अथवा गाथामां श्री जिनेश्वरदेवो अने गणधर भगवंतोने नमस्कार सूचव्यो छे. गाथानुं उत्तरार्ध केवल विशेषण तरीके छे. एटले गाथानो अर्थ आ रीते थई शके–हे भव्यजनो 'परिसवसहं' एटले उत्तमपर्षदाने तथा 'जइवसहं एटले श्रेष्ठयतिओने 'दट्ठूण' जोईने 'धम्मसुत्तपाढरवसहं' धर्मसूत्रनो उपदेश आपनाराओमां श्रेष्ठ अने 'गुणवसहं'= गुणोथी श्रेष्ठ एवा 'जिनवसहं'=उत्तम तीर्थंकर भगवंतोने 'पणमह' नमस्कार करो 'तहेव गणहर-वसहं' ते ज प्रमाणे गणधर भगवंतोने नमकार करो। अथवा प्रस्तुतगाथा पंचपरमेष्ठिना नमस्कारना अर्थमां पण होई शके छे, 'जिणवरवसहं' थी अरिहंत भगवंतने, 'गणहरवसहं' थी आचार्यभगवंतने, 'गुणवसहं' थी सिद्ध भगवंतने (सिद्धभगवंतो सौथी वधु गुणवाळा छे) (परिसवसहं ए आचार्यनुं विशेषण छे.) तथा 'जइवसहं'थी साधुभगवंतने अने 'धम्मसुत्तपाढरवसहं' थी उपाध्याय भग-वंतने, 'दट्ठूण' पदथी आ बधाने जोईने अने 'पणमह' थी नमस्कार करवानुं भव्यजनने सूचव्युं छे, एटले संपूर्ण गाथानो अर्थ आ रीते थाय–हे भव्यजनो! तमे 'जिणवरवसहं' एटले अरि-हंतोने, गुणवसहं एटले सिद्ध भगवंतोने, 'परिसवसहं गणहरवसहं' एटले श्रेष्ठपर्षदावाळा आचार्य-भगवंतोने तथा 'जदिवसहं' एटले साधुभगवंतोने अने 'धम्मसुत्तपाढरवसहं एटले उपाध्याय भग-वंतोने 'दट्ठूण' एटले जोईने नमस्कार करो.

અહીં કદાચ પ્રશ્ન થાય કે અરિહંતાદિને નમસ્કાર ક્રમપૂર્વક કેમ નથી કર્યો, તેનું સમાધાન એ છે કે શ્લોકરચનામાં છંદના હિસાબે વ્યુત્ક્રમથી પણ પદ ગોઠવાય છે, અથવા પંચપરમેષ્ઠીને અનાનુપૂર્વીથી પણ નમસ્કાર થઈ શકે છે. એ સૂચવવા માટે ગ્રન્થકારે આ રીતે નમસ્કાર કરેલ છે, વર્તમાનમાં આ રીતે અનાનુપૂર્વી નમસ્કાર કરવાની પદ્ધતિ પણ ચાલુ છે, પંચપરમેષ્ઠિજાપના પૂર્વાનુપૂર્વી પશ્ચાનુપૂર્વી અને અનાનુપૂર્વીથી કુલ ૧૨૦ ભાંગા થાય છે, એમાં ૨૭ મો ભાંગો આ નમસ્કારનો છે. અથવા 'ગુણવસહં' ના બદલે 'ગુણહરવસહં' હોય અને 'જદિવસહં' નો અર્થ યતિવૃષભ વિશેષ નામ તરીકે કરીએ તો પણ ત્રિલોકપ્રજ્ઞપ્તિના કર્તા તરીક યતિવૃષભ સિદ્ધ થતા નથી, બલ્કે ગ્રન્થકારે મંગલ તરીકે જિનેશ્વરોને અને ગણધર ભગવંતોને નમસ્કાર કર્યો છે, તેની સાથે ગુણધરાચાર્ય અને યતિવૃષભાચાર્યને પણ નમસ્કાર કર્યો એમ સિદ્ધ થાય છે, જયધવલાકારે પણ સમ્યક્ત્વઅનુયોગદ્વારના મંગલાચરણમાં આવી જ રીતે નમસ્કાર કર્યો છે અને તે ગાથા પણ આ ગાથાને મળતી જ છે. જુઓ—

પણમહ જિણહરવસહં ગણહરવસહં તહેવ ગુણહરવસહં । દુસહપરિસહવિસહં જઇવસહં ધમ્મસુત્તપાઢરવસહં ॥

(જયધવલાપ્રસ્તાવના પૃ૪ ૩૬)

આપણે જોઈ શકીએ છીએ કે તિલોયપન્નત્તિની 'પણમહ' વાળી અંતિમ ગાથા અને આ ગાથા લગભગ સરખી છે, તેથી જયધવલાની ગાથા ઉપરથી તિલોયપન્નત્તિની આ ગાથાની રચના થઈ હોવાનું જણાય છે, કેમ કે વર્તમાન તિલોયપન્નત્તિમાં ઘણી ગાથાઓ બીજા બીજા ગ્રન્થોમાંથી સીધી અથવા થોડા ફેરફાર સાથે લેવામાં આવેલી છે જે આગળ આ પ્રસ્તાવનામાં બતાવવામાં આવશે. ધવલાના પણ અનેક ગદ્ય આલાવા અક્ષરશઃ તિલોયપન્નતિમાં છે. આ બધા ઉપરથી છેલ્લી ગાથામાં પણ જયધવલાનું અનુકરણ થયું હોવાનું વિશેષે કરીને સિદ્ધ થાય છે,એટલે પ્રસ્તુતગાથા પણ જયધવલા પછી ત્રિલોકપ્રજ્ઞપ્તિની રચના થઈ હોવાનું જે અનેક પ્રમાણોથી આગળ સિદ્ધ કરવામાં આવશે, તેને જ બધુ પુષ્ટ કરે છે.

આમ આ ત્રિલોકપ્રજ્ઞપ્તિના કર્તા તરીકે યતિવૃષભનું નામ સિદ્ધ થઈ શકતું નથી એટલું જ નહિ સામાન્યબુદ્ધિથી વિચારીએ તોપણ ગ્રન્થકર્ત્તા પોતે પોતાના ગ્રન્થની પ્રશસ્તિમાં પોતાના વડીલોની સ્તુતિકરે એ બને પણ પોતે પોતાને નમસ્કાર કરે એવું બનતું નથી, એ સમજી શકાય એવી વસ્તુ છે. 'જદિવસહં' નો અર્થ ત્રિલોકપ્રજ્ઞપ્તિના કર્તા યતિવૃષભ કરો તો શું ગ્રન્થકર્તા પોતે પોતાને નમસ્કાર કરે છે ? જો ગ્રન્થ કર્તાને પોતાનું નામ જણાવવું હોત તો ગાથે પોતાના ગુર્વાદિનું નામ જોડત, પણ તેવું કંઈ જ જણાતું નથી. આ બધું જોતાં આ ગાથા પરથી ત્રિલોકપ્રજ્ઞપ્તિના કર્તા તરીકે યતિવૃષભની કલ્પના કરવી અને તેના આધારે ત્રિલોકપ્રજ્ઞપ્તિના કર્તા તેમજ કષાયપ્રાભૃતચૂર્ણિના કર્તા એક જ છે એવી કલ્પના કરી કષાયપ્રાભૃતચૂર્ણિની રચનાનો કાલ

वीर संवत १००० पछीनो नक्की करी लेवो ए कोई पण प्रमाणथी संगत नथी, । बीजी गाथानो अर्थ पण संपादकोए आवी रीते कल्पित कर्यो छे, तेओए बीजी गाथानो पाठ आ प्रमाणे स्वीकार्यो छे-

चुण्णिस्सरुवछक्करणसरूवपमाण होइ किं ज तं। अट्ठसहस्सपमाण तिलोयपण्णत्तिणामाए ॥

मुद्रित त्रिलोकप्रज्ञप्तिमां अर्थनी संगति माटे 'त्थ'ने बदले 'छ' अने 'किं जत्तं' ने बदले 'किं जं तं' स्वीकारीने संपादको आ गाथानो 'चूर्णिस्वरूप तथा छकरणस्वरूप ग्रन्थनुं जेटलुं प्रमाण छे तेटलुं त्रिलोकप्रज्ञप्तिनुं प्रमाण छे' अवो अर्थ करीने शङ्का चिह्न मूके छे अने चूर्णिपदथी संभवतः कषायप्राभृतचूर्णि होय तेवी कल्पना करे छे. एटले तेमने पोताने पण आ अर्थ शंकित अने कल्पित लागे छे तो पछी एवा शंकित अने कल्पित अर्थ उपरथी कषायप्राभृतचूर्णि अने तिलोयपण्णत्तिना कर्ता एक मानवानुं अनुमान पण तेटलुं ज शंकित अने कल्पित बनी जाय छे. वळी त्रिलोकप्रज्ञप्तिनुं प्रमाण गाथामांथी अर्थ तरीके काढवुं होय तो उद्देश्य तरीके त्रि० प्र० आववुं जोईअे पण तेम नथी, अर्थात् प्रस्तुत गाथामां त्रि० प्र० ना प्रमाणनी वात होत तो 'तिलोयपण्णत्तिणामाए होई किं जत्तं' अेवुं पूछाय, पण अेने बदले अहीं तो 'चुण्णिस्सरूवत्थकरणसरूवपमाणं होइ किं ? जत्त अेम पूछ्युं छे अेटले चूर्णिस्वरूपार्थ तथा करणस्वरूपनुं प्रमाण पूछ्युं छे माटे संपादकोअे करेलो अर्थ संगत नथी. वळी चूर्णि शब्दथी कषायप्राभृतचूर्णिनी कल्पना करवी अे पण अप्रस्तुत कल्पना छे. आम आ गाथा उपरथी कल्पनाओ द्वारा अनेक प्रमाणोथी बाधित छतां त्रि० प्र० ना कर्ता तरीके यतिवृषभाचार्यनी अने ते ज क० प्रा० चूर्णिकार छे, अेवी कल्पना करवी अे कोई पण हिसाबे उचित नथी.

★कषायप्राभृतचूर्णिनी प्रस्तावनामां लेखके गाथामांना 'त्थ' ने स्थाने 'ट्ठ' नी कल्पना करी अट्ठकरण अर्थात् आठकरणवाळी कर्मप्रकृतिचूर्णिनी रचना पण यतिवृषभाचार्यना नामे चडावी छे, तेनुं पण निरसन अमे आ प्रस्तावनामां, कषायप्राभृतनी प्रस्तावनामां रजू थयेल केटलीक मान्यताओनी समीक्षा प्रसंगे करीशुं.

तिलोयपन्नत्तिनी आ प्रस्तुत गाथाना अर्थ माटेनी अमारी पण थोडी विचारणा रजू करीअे छीअे, हवे पछी आपवामां आवनार प्रमाणोथी प्रस्तुत त्रि० प्र० करतां प्राचीन बीजी त्रि० प्र० छे अे सिद्ध थाय छे, एथी उपलब्ध त्रि० प्र० अर्वाचीन छे. प्राचीन त्रि० प्र० उपर संभवतः चूर्णिसूत्र तथा तेमां आवतां करणो (गणित प्रक्रिया) नुं पण विवेचन होय (बन्ने अलग होय) अने बन्नेनुं प्रमाण उपलब्ध त्रि० प्र० ना कर्ता अे बतावेल होय तेम लागे छे. अेटले गाथानो अर्थ आ रीते थाय

★ वीरशासन संघ कलकत्ता तरफथी संपादित मुद्रित कषायप्राभृत तथा चूर्णि

(૧) 'ત્રિ૦ પ્ર૦ ની ચૂર્ણિ-સ્વરૂપાર્થનું તથા કરણસ્વરૂપનું પ્રમાણ કેટલું છે ? આઠહજારપ્રમાણ' આ ગાથાના પ્રથમ ત્રણ ચરણનો અર્થ થયો અને ચોથા ચરણ 'તિલોયપણ્ણત્તિણામાએ' નો અર્થ એવો થાય કે 'નામથી પ્રસ્તુત ગ્રન્થ ત્રિલોકપ્રજ્ઞપ્તિ છે' એમ ત્રણ ચરણ અને ચોથા ચરણને જુદાં પાડી અર્થ થઈ શકે છે.

(૨) અથવા ત્રિ૦ પ્ર૦ નામની પ્રજ્ઞપ્તિના (કેમકે 'તિલોયપન્નત્તિણામા' એ સ્ત્રીલિંગશબ્દ છે,) ચૂર્ણિસ્વરૂપાર્થ તથા કરણસ્વરૂપનું પ્રમાણ કેટલું છે ? આઠહજાર શ્લોક પ્રમાણ છે એવો પણ પ્રસ્તુત આખા શ્લોકનો અર્થ થઈ શકે છે. અહીં ચૂર્ણિ તરીકે કષાયપ્રામૃતચૂર્ણિની કલ્પના કરવી તે અપ્રસ્તુત છે જ્યારે ત્રિ૦ પ્ર૦ ચૂર્ણિની કલ્પના કરવી એ પ્રસ્તુત છે, અને ત્રિ૦ પ્ર૦ નામનું પ્રાચીન સૂત્ર છે તે તો વર્તમાન ત્રિ૦ પ્ર૦ માં આવતા 'તિલોયપન્નત્તિસુત્તાણુસારી' પદ ઉપરથી સૂચિત થાય છે, એટલું જ નહીં પણ ધવલાના સૂચન પરથી પ્રાચીન ત્રિ૦ પ્ર૦ હોવાની પણ વિશેષ સંભાવના છે.

(૩) અથવા 'કિં જત્તં' ના સ્થાને "કિજ્જન્તં" પદ હોવાની સંભાવના વિદ્વાનો કરે છે. કિજ્જન્તં એટલે ક્રિયમાણં (કરાતું-ગણાતું), એટલે ગાથાનો અર્થ આ રીતે થાય-'ત્રિલોકપ્રજ્ઞપ્તિનામની પ્રજ્ઞપ્તિનું ચૂર્ણિસ્વરૂપાર્થકરણરૂપ પ્રમાણ ગણતાં આઠહજાર શ્લોક થાય અર્થાત્ ત્રિલોકપ્રજ્ઞપ્તિસૂત્રોનો ચૂર્ણિસ્વરૂપે જે અર્થ કર્યો છે તેનું પ્રમાણ ગણતાં આઠહજાર શ્લોક પ્રમાણ થાય છે. એટલે આ ગાથા દ્વારા પ્રાચીન ત્રિ૦ પ્ર૦સૂત્રની ચૂર્ણિનું પ્રમાણ બતાવ્યું હોય, એમ લાગે છે.

## કષાયપ્રાભૃતચૂર્ણિ તથા ત્રિલોકપ્રજ્ઞપ્તિના કર્તા એક નથી તે સૂચવતાં અનેક પ્રમાણો

વર્તમાનમાં ઉપલબ્ધ ત્રિલોકપ્રજ્ઞપ્તિ અને કષાયપ્રામૃતચૂર્ણિના રચયિતા એક નહીં હોવાનું સાબિત કરતાં અનેક પ્રમાણો મળે છે, તેમાંનાં કેટલાંક અમે અત્રે રજૂ કરીએ છીએ

(૧) ત્રિલોકપ્રજ્ઞપ્તિ પૃ૦ ૭૬૪ ઉપર મનુષ્યલોકની બહાર રહેલા ચન્દ્રાદિનું પ્રમાણ લાવવાનું વર્ણન ગદ્યમાં આવે છે, તે લગભગ અક્ષરશઃ ધવલા ભા૦ ૪ પૃ૦ ૭૬૩-૭૬૬ પર છે, અને તે પાઠ ત્રિલોકપ્રજ્ઞપ્તિ કરતાં ધવલામાં વધુ સંગત છે, કેમ કે એમાં ગ્રન્થકારે સ્વયંભૂરમણ સમુદ્રની પેલી બાજુ પણ એક રાજલોકના અર્ધચ્છેદની માન્યતા રજૂ કરી છે, અર્થાત્ સ્વયંભૂરમણ સમુદ્રની વેદિકાના અંતે તિર્છાલોકનો રાજ સંપૂર્ણ થતો નથી એ બતાવ્યું છે. આ માન્યતા ધવલાકારની પોતાની જ છે. એટલું જ નહીં પણ આ માન્યતામાં પૂર્વનાં પરિકર્માદિ સૂત્રોનો વિરોધ પણ આવે છે. ધવલાકારે પોતે કહ્યું છે કે આ માન્યતા અન્ય આચાર્યના ઉપદેશની પરંપરાનુસારી નથી, પરંતુ જ્યોતિષદેવના ૨૫૬ સૂચિઅંગુલરૂપ

भागहारना त्रिलोकप्रज्ञप्तिना सूत्रने अवलंबीने अमे तर्कथी करी छे. अेटलुं ज नहि धवलाकारे बीजी जे बे मान्यताओ पोते ऊभी करी छे तेनी माफक आ मान्यता पण पोतानी ज छे अेम विशेषस्पष्टीकरणार्थे बन्नेमान्यताओ रजू करवा पूर्वक प्रस्तुत वात जणावी छे. धवला तथा त्रिलोकप्रज्ञप्तिनो समानांश पाठ घणो ज लांबो छे, तेथी अत्रे तेनो केटलोक जरूरी भाग अमे वांचकोनी समक्ष रजू करीअे छीअे-

तेण रज्जुच्छेदणासु अण्णेसिं पि तप्पाओग्गाण संखेज्जरूवाण हाणिं काऊण गच्छो ठवेदव्वो। एवं कदे तदियसमुद्दो आदी ण होदि त्ति णासंकणिज्ज सो चेव आदी होदि। सयंभूरमणसमुद्दस्स परभागसमुप्पण्णरज्जुच्छेदणयसलागाणमाणयणकारणादो। सयंभूरमणसमुद्दस्स परदो रज्जुच्छेदणया अत्थि त्ति कुदो णव्वदे। वेछप्पण्णंगुलसदवग्गसुत्तादो। जत्तियाणि दीवसायररूवाणि जंबूदीवच्छेदणाणि च रूवाहियाणि तत्तियाणि रज्जुच्छेदणाणि' त्ति परियम्मेण एदं वक्खाणं किण्ण विरुज्झदे? एदेण सह विरुज्झदि, किंतु सुत्तेण सह ण विरुज्झदि। तेणेदस्स वक्खाणस्स गहणं कायव्वं, ण परियम्मस्स तस्स सुत्तविरुद्धत्तादो। ण सुत्तविरुद्धं वक्खाणं होदि, अइप्पसंगादो। तत्थ जोइसिया णत्थि त्ति कुदो णव्वदे? एदम्हादो चेव सुत्तादो। एसा तप्पाओग्गसंखेज्जरूवाहियजंबूदीवच्छेदणयसहिददीवसायररूवमेत्तरज्जुच्छेदपमाणपरिक्खाविही ण अण्णाइरिओवदेसपरंपराणुसारिणी केवलं तु तिलोयपण्णत्तिसुत्ताणुसारी जोदिसियदेवभागहारपदुप्पाइयसुत्तावलंबिजुत्तिबलेण पयदगच्छसाहणट्ठमम्हेहि परूविदा, प्रतिनियतसूत्रावष्टम्भबलविजृम्भितगुणप्रतिपन्नप्रतिबद्धासंख्यातावलिकावहारकालोपदेशवत्, आयतचतुरस्रलोकसंस्थानोपदेशवद्वा। तदो ण एत्थ इदमित्थमेवेत्ति एयंतपरिग्गहेण असग्गाहो कायव्वो. परमगुरुपरंपरागओवएसस्स जुत्तिबलेण विहडावेदुमसक्कियत्तादो, अदिंदिएसु पदत्थेसु छदुमत्थवियप्पाणमविसंवादणियमाभावादो। तम्हा चिरंतणाइरियवक्खाणापरिच्चाएण एसा वि दिसा हेदुवादाणुसारिवुप्पण्णसिस्साणुरोहेण अवुप्पण्णजणउप्पायणट्ठं च दरिसेदव्वा। तदो ण एत्थ संपदायविरोहासंका कायव्वा त्ति।" (धवला खंड ४ थो पृ० १५८)

तेण रज्जुच्छेदणासु अण्णेसिं पि तप्पाओग्गाण संखेज्जरूवाण हाणिं काऊण गच्छा ठवेयव्वा। एवं कदे तदियसमुद्दो आदि ण होदि त्ति णासंकणिज्ज सो चेव आदी होदि, सयंभूरमणसमुद्दस्स परभागसमुप्पण्णरज्जुच्छेदणयसलागाणमवणयणकरणादो। सयंभूरमणसमुद्दस्स परदो रज्जुच्छेदणाया अत्थि त्ति कुदो णव्वदे। वेछप्पण्णंगुलसदवग्गसुत्तादो। 'जेत्तियाणि दीव-सायररूवाणि जंबूदीवच्छेदणाणि छरूवाहियाणि तेत्तियाणि रज्जुच्छेदणाणि' त्ति परियम्मेण एदं वक्खाणं किं ण विरुज्झदे। ण, एदेण सह विरुज्झदि किंतु सुत्तेण सह ण विरुज्झदि। तेणेदस्स वक्खाणस्स गहणं कायव्व, ण परियम्मसुत्तस्स सुत्तविरुद्धत्तादो। ण सुत्तविरुद्धं वक्खाणं होदि, अदिप्पसंगादो। तत्थ जोइसिया णत्थि त्ति कुदो णव्वदे। एदम्हादो चेव सुत्तादो। एसा तप्पाउग्गसंखेज्जरूवाहियजंबूदीवच्छेदणयसहिददीवसमुद्दरूवमेत्तरज्जुच्छेदणयपमाणपरिक्खाविही ण अण्णाइरियउवदेसपरंपराणुसारिणी केवलं तु तिलोयपण्णत्तिसुत्ताणुसारी, जोदिसियदेवभागहारपदुप्पाइयसुत्तावलंबिजुत्तिबलेण पयदगच्छसाधणट्ठमेसा परूवणा परूविदा। तदो ण एत्थ इदमित्थमेवेत्ति एयंतपरिग्गहेण असग्गाहो कायव्वो, परमगुरुपरंपरागउवएसस्स जुत्तिबलेण विहडावेदुमसक्कियत्तादो, अदिंदिएसु पदत्थेसु छदुमत्थवियप्पाणमविसंवादणियमाभावादो। तम्हा पुव्वाइरियवक्खाणापरिच्चाएण एसा वि दिसा हेदुवादाणुसारिविउप्पण्णसिस्साणुग्गहण अवुप्पण्णजणउप्पायणट्ठं च दरिसेदव्वा, तदो ण एत्थ संपदायविरोधो कायव्वोत्ति।

(त्रि० प्र० पृ० ७६५ ७६६.)

आ बन्ने पाठो उपरथी आपणे जाणी शकीये छीअे के धवलाकार कहे छे के आ मान्यता पूर्वाचार्योना उपदेशानुसारी नथी, परंतु त्रिलोकप्रज्ञप्तिना सूत्रमां आवता ज्योतिषदेवना भाग-

હારના સૂત્રના આલંબનથી, પોતે પ્રરૂપી છે, એ માટે ધવલાકાર "પયદગચ્છસાહણટ્ઠમમ્હેહિ પરૂવિદા"એમ કહે છે, જ્યારે ત્રિલોકપ્રજ્ઞપ્તિમાં બધું લખાણ સરખું છે, માત્ર 'પયદગચ્છ-સાહણટ્ઠમેસા પ્રરૂપણા પરૂવિદા' એટલું લખ્યું છે, અર્થાત્ ત્યાં 'અમ્હેહિ' શબ્દ નથી. ત્રિલોકપ્રજ્ઞપ્તિમાં જો આ માન્યતા પૂર્વેથી ચાલી આવતી હોત તો ધવલાકાર આ આખી માન્યતા ત્રિલોકપ્રજ્ઞપ્તિના નામે લખત 'અમ્હેહિ પરૂવિદા' ન લખત, કેમ કે એમને તો એના પ્રમાણનો ખાસ આવશ્ય-કતા હતી.

અહીં આપણને વિશેષ આશ્ચર્ય લાગે છે, કે ત્રિલોકપ્રજ્ઞપ્તિમાં 'તિલોયપણ્ણત્તિસુત્તાણુસારી' પદ મૂક્યું છે. આ રીતે ત્રિલોકપ્રજ્ઞપ્તિમાં ત્રિલોકપ્રજ્ઞપ્તિનો સાક્ષી શો રીતે આવી શકે ? અથવા એમ કહીએ કે પ્રાચીન ત્રિલોકપ્રજ્ઞપ્તિસૂત્રની સાક્ષી હોય તો આથી પણ સિદ્ધ થાય છે કે આ ત્રિલોકપ્રજ્ઞપ્તિ અર્વાચીન છે અને મૂલ પ્રાચીન ત્રિલોકપ્રજ્ઞપ્તિ જુદી હશે તેથી પ્રસ્તુત ત્રિલોકપ્રજ્ઞપ્તિની રચના ધવલાની રચના થયા પછીથી થઈ હોવાનું વિશેષ સુસંગત થાય છે અને તેના કર્તા એ કષાય-પ્રામૃતચૂર્ણિના કર્તા યતિવૃષભ હોઈ શકતા નથી.

(૨)ધવલામાં ત્રિલોકપ્રજ્ઞપ્તિની સાક્ષી આપવામાં આવી છે તે વર્તમાન ત્રિલોકપ્રજ્ઞપ્તિમાં મળતી નથી. "દુગુણ દુગુણો દુવગ્ગો ણિરંતરો તિરિયલોગો ત્તિ તિલોયપણ્ણત્તિસુત્તાદો ય ણવ્વદે" (ધવલા ૩ પૃ૦ ૩૬) પ્રસ્તુત પાઠ ઉપલબ્ધ ત્રિ૦પ્ર૦માં શોધવા છતાં જોવામાં આવતો નથી. તેવી જ રીતે ધવલામાં 'વુત્તં ચ' કહીને સાક્ષી ગાથાઓ લખી છે. તેમાંનાં કેટલાંક સ્થળે આવતી ગાથાઓ ત્રિલોકપ્રજ્ઞપ્તિમાં અક્ષરશઃ મળે છે, છતાં એક પણ ગાથા આગળ ત્રિલોકપ્રજ્ઞપ્તિનું નામ ધવલામાં જણાવ્યું નથી. ધવલામાં પંચાસ્તિકાયાદિની સાક્ષીઓ કેટલાંક સ્થાને ગ્રન્થના નામપૂર્વક આપી છે, જો ઉક્તગાથાઓ યતિવૃષભરચિત હોય અને ધવલાકારે ત્રિલોકપ્રજ્ઞપ્તિમાંથી લીધી હોય તો ધવલાકાર એકાદ સ્થલે પણ તેનો ઉલ્લેખ કર્યા વગર રહેત નહીં.

(૩) ઉપલબ્ધ ત્રિલોકપ્રજ્ઞપ્તિમાં ઘણી ગાથાઓ એવી છે કે જે કુંદકુંદાચાર્યકૃત સમયસાર પંચાસ્તિકાય, પ્રવચનસાર, મૂલાચાર, ભગવતી આરાધના, લોકવિભાગ વગેરે અન્ય ગ્રન્થોમાં ઉપ-લબ્ધ થાય છે । અહીં પ્રથમ કુન્દકુન્દાચાર્યકૃત પંચાસ્તિકાય તથા સમયસારની ગાથાઓનો વિચાર કરીએ. એ ગાથાઓ ત્યાંથી ત્રિલોકપ્રજ્ઞપ્તિમાં લેવામાં આવી હોવાનું જ વધારે શક્ય દેખાય છે, ત્રિલોકપ્રજ્ઞપ્તિપ્રસ્તાવનાકારે પોતાની પ્રસ્તાવનામાં ગાથાઓ રજૂ કરીને આ વાત સારી રીતે સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો છે. જુઓ–ત્રિલોકપ્રજ્ઞપ્તિ ભાગ બીજો પ્રસ્તાવના પૃ૦ ૩૮. તેવી જ રીતે પ્રવચનસારની ગાથાઓ પણ ત્રિલોકપ્રજ્ઞપ્તિમાં છે અને આ બધા ઉપરથી સંપાદકોને યતિ-વૃષભની પૂર્વે કુન્દકુન્દાચાર્યને માનવા પડે છે. જયધવલાની પ્રસ્તાવનાના નીચેના ઉલ્લેખ પરથી આ વાત આપણને સ્પષ્ટ સમજાઈ જશે,

"त्रिलोकप्रज्ञप्ति मे नौ अधिकार है। ग्रन्थ के प्रारम्भमें तो ग्रन्थकारने पंचपरमेष्ठिका स्मरण किया है, किन्तु आगे प्रत्येक अधिकारके अन्त और आदिमे क्रमशः एक एक तीर्थंकरका स्मरण किया है। जैसे प्रथम अधिकारके अन्तमें आदिनाथको नमस्कार किया है। दूसरे अधिकारके आदिमें अजितनाथ को और अन्तमें सम्भवनाथको नमस्कार किया है। इसी प्रकार आगे भी प्रत्येक अधिकारमे आदि और अन्तमे एक एक तीर्थंकरको नमस्कार किया है। इस तरह नौवें अधिकारके प्रारम्भ तक १६ तीर्थंकरोंका स्तवन हो जाता है। शेष रह जाते है आठ तीर्थंकर। उन आठोंका स्तवन नौवे अधिकार के अन्तमें किया है। उसमे भगवान महावीर के स्तवनकी "एस सुरासुरमणुसिंदवदिदं" आदि गाथा वही है जो कुन्दकुन्दके प्रवचनसारके प्रारम्भमे पाई जाती है। अब प्रश्न यह है कि इस गाथाका रचयिता कौन है–कुन्दकुन्द या यतिवृषभ ?

प्रवचनसारमें इस गाथाकी स्थिति ऐसी है कि वहाँ से उसे पृथक् नहीं किया जा सकता, क्योंकि इस गाथामे भगवान महावीरको नमस्कार करके उससे आगेकी गाथा 'सेसे पुण तित्थयरे' मे शेप तीर्थंकरोंको नमस्कार किया गया है। यदि उसे अलगकर दिया जाता है तो दूसरी गाथा लटकती हुई रह जाती है। कहा जा सकता है कि इस गाथा को त्रिलोकप्रज्ञप्तिसे लेकर भी उसके आधारसे दूसरी गाथा या गाथाएँ ऐसी बनाई जा सकती हैं जो सुसम्बद्ध हों। इस कथन पर यह प्रश्न किया जा सकता है कि क्या मगल-गाथा भी दूसरे ग्रन्थसे उधार ली जा सकती है ? किन्तु यह प्रश्न त्रिलोकप्रज्ञप्तिकी ओरसे भी किया जा सकता है कि जब ग्रन्थकारने तेईस तीर्थंकरों के स्तवनकी गाथाओं का निर्माण किया तो क्या केवल एक गाथाका निर्माण वे स्वयं नहीं कर सकते थे ? अत. इन सब आपत्तियों और उनके परिहारोंको एक ओर रखकर यह देखने की जरूरत है कि स्वयं गाथा इस सम्बन्धमें कुछ प्रकाश डालती है या नहीं ? हमे गाथाके प्रारम्भका 'एस' पद त्रिलोकप्रज्ञप्तिकारकी दृष्टिसे उतना संगत प्रतीत नहीं होता जितना वह प्रवचनसारके कर्ताकी दृष्टि से सगत प्रतीत होता है। त्रिलोकप्रज्ञप्तिमे प्रथम तो अन्य किसी तीर्थङ्करके स्तवनमे 'एस' पद नहीं आया है दूसरे नमस्कारको समाप्त करते हुए मध्यमें वह इतना अधिक उपयुक्त नहीं जँचता है जितना प्रारम्भ करते हुए जँचता है। तीसरे इस गाथाके बाद 'जयउ जिणवरिंदो' आदि लिखकर 'पणमह चउवीसजिणे' आदि गाथाके द्वारा चौबीसो तीर्थंकरो को नमस्कार किया गया है। उधर प्रवचनसारमे उक्त गाथाके द्वारा सबसे प्रथम महावीर भगवानको नमस्कार किया गया है और उसके पश्चात् 'सेसे पुण तित्थयरे'के द्वारा शेष तीर्थंकरोंको नमस्कार किया गया है। शेप तीर्थंकरोंको नमस्कार न करके पहले महावीरको नमस्कार क्यों किया ? इसका उत्तर गाथाका 'तित्थं धम्मस्स कत्तारं' पद देता है चूं कि वर्तमानमे प्रचलित धर्मतीर्थके कर्ता भगवान महावीर ही हैं इस लिये उन्हें पहले नमस्कार करके 'पुण' उसके बाद शेप तीर्थंकरोंको नमस्कार करना उचित ही है। प्रवचनसारमें पाच गाथाओंका कुलक है अत. उक्त प्रथम गाथाके 'एष' पदकी अनुवृत्ति पाचवी गाथा के अन्तके 'उपसंपयामि सम्मं' तक जाती है और बतलाती है कि यह मैं इन सबको नमस्कार करके वीतराग चारित्रको स्वीकार करता हूँ। इसी सम्बन्धमे अधिक लिखना व्यर्थ है, दोनों स्थलोंको देखने से ही विद्वान पाठक स्वयं समझ सकते हैं कि उक्त गाथा किस ग्रन्थ की हो सकती है ? इसके सिवा यदि प्रवचनसारकी यही एक गाथा त्रिलोकप्रज्ञप्तिमें पाई जाती तो भी एक बात थी, किन्तु इसके सिवा भी अनेकों गाथाएं त्रिलोकप्रज्ञप्तिमे पाई जाती हैं। उनमें से कुछ गाथाओंको प्राचीन मानकर दरगुजर किया जा सकता है किन्तु कुछ गाथाएं तो ऐसी हैं जो प्रवचनसारमें ही पाई जाती हैं और उसमें उनकी स्थिति आवश्यक एवं उचित है। जैसे सिद्धलोक अधिकारके अन्तमें सिद्धपदकी प्राप्तिके कारणभूत कर्मोको बतलाने वाली जो गाथाएं हैं उनमे अनेक गाथाएं प्रवचनसारकी ही है, वे अन्य किसी ग्रन्थ मे नहीं पाई जाती। अतः ये मानना ही पडेगा कि कुन्दकुन्दके ग्रन्थोंकी बहुत सी गाथाएं त्रिलोकप्रज्ञप्तिमे हैं और इसलिये कुन्दकुन्द यतिवृषभके बादके विद्वान नहीं हो सकते। (जयधवला प्रस्तावना पृष्ठ ५७)

જયધવલાના સંપાદકોને પ્રસ્તુત પ્રમાણોથી યતિવૃષભ પૂર્વે કુન્દકુન્દાચાર્યને માનવા પડે છે, જ્યારે શ્રુતાવતારના ઉલ્લેખથી યતિવૃષભ પછી કુન્દકુન્દાચાર્ય આવે છે, આમ બન્ને રીતે મુશ્કેલી ઊભી થાય છે, આ મુશ્કેલીનું કારણ ત્રિલોકપ્રજ્ઞપ્તિના રચયિતા તરીકે ક૦ પ્રા૦ ચૂર્ણિના કર્ત્તા યતિવૃષભની માન્યતા છે, માટે આનું ખરું નિવારણ એ છે કે કષાયપ્રાભૃતચૂર્ણિસૂત્રના કર્તા પછી કુન્દકુન્દાચાર્ય છે અને ત્રિલોકપ્રજ્ઞપ્તિના રચયિતાની પૂર્વે છે. આ રીતના સમાધાનથી બન્ને મુશ્કેલીઓ દૂર થઈ જાય છે. હા, પણ એક મુશ્કેલી ઊભી થાય છે અને તે એ કે કષાયપ્રાભૃત-ચૂર્ણિ તેમના કલ્પિત દિગંબરાચાર્યની કૃતિ તરીકે રહી શકતી નથી.

(૪) ધવલા અને ત્રિલોકપ્રજ્ઞપ્તિ બન્નેમાં શકરાજાના કાલ બાબત માન્યતા જુદી જુદી છે, ત્રિલોકપ્રજ્ઞપ્તિમાં વીર સંવત ૪૬૧ વર્ષ પછી, મતાંતરે ૯૭૮૫ વર્ષ ૫ માસ પછી, અથવા ૧૪૭૯૩ વર્ષ પછી અથવા ૬૦૫ વર્ષ ૫ માસ પછી શકરાજાની ઉત્પત્તિ બતાવી છે

"વીરજિણે સિદ્ધિગદે ચઉસદઇગિસટ્ઠિવાસપરિમાણે । કાલમ્મિ અદિક્કંતે ઉપ્પણ્ણો એત્થ સકરાઓ ॥૧૪૯૬॥
અહવા વીરે સિદ્ધે સહસ્સણવકમ્મિ સગસયબ્ભહિએ । પણસીદિમ્મિ યતીદે પણમાસે સકણિઓ જાદો ॥૧૪૯૭॥
ચોદસસહસ્સસગસયતેણઉદીવાસકાલવિચ્છેદે । વીરેસરસિદ્ધીદો ઉપ્પણ્ણો સગણિઓ અહવા ॥૧૪૯૮॥
ણિવ્વાણે વીરજિણે છવ્વાસસદેસુ પંચવરિસેસુ । પણમાસેસું ગદેસું સંજાદો સગણિઓ અહવા ॥૧૪૯૯॥
(તિલોયપણ્ણત્તિ ભાગ ૧ પૃ૦ ૩૪૦)

જ્યારે ધવલામાં વેદનાખંડમાં શકરાજાની ઉત્પત્તિ ૬૦૫ વર્ષ ૫ માસ પછી, મતાન્તરે ૧૪૭૯૩ વર્ષ પછી, અથવા ૭૯૯૫ વર્ષ ૫ માસ પછી બતાવી છે. એટલું જ નહીં ત્રણે માન્યતાની સાક્ષી ગાથાઓ પણ 'વુત્તં ચ' કહીને ધવલામાં મૂકી છે

પુણો એત્થ ( ૬૮૩ ) સત્તમાસાહિયસત્તહત્તરિવાસેસુ $\frac{77}{}$ અવણિદેસુ પચમાસાહિયપંચુત્તરછસ્સદવાસાણિ હવંતિ । એમો વીરજિણિંદણિવ્વાણગદદિવસાદો જાવ સગકાલસ્સ આદી હોદિ તાવદિયકાલો । કુદો ? । $\frac{6}{5}$ । એદમ્હિ કાલે સગણરિંદકાળમ્મિ પક્ખિત્તે વડ્ઢમાણજિણણિવ્વુદકાલાગમણાદો ।
વુત્ત ચ-'પચ ય માસા પંચ ય વાસા છચ્ચેવ હોંતિ વાસસયા। સગકાલેણ ય સહિયા થાવેયવ્વો તદો રાસી' ॥૪૧॥

અણ્ણે કેવિ આઇરિયા ચોદ્દસસહસ્સ-સત્તસદતિણઉદિવાસેસુ જિણણિવ્વાણદિણાદો અઇક્કતેસુ સગણરિંદુપ્પત્તિં ભણંતિ (૧૪૭૯૩) વુત્તં ચ

'ગુત્તિપયત્થ-ભયાઈં ચોદ્દસરયણાઇ સમઇક્કંતાઇં । પરિણિવ્વુદે જિણિંદે તો રજ્જં સગણરિંદસ્સ ॥૪૨॥
અણ્ણે કે વિ આઇરિયા એવં ભણંતિ । તં જહા-સત્તસહસ્સ-ણવસયપંચાણઉદિવરિસેસુ પંચમાસાહિએસુ વડ્ઢમાણજિણણિવ્વુદદિણાદો અઇક્કતેસુ સગણરિંદરજ્જુપ્પત્તી જાદો ત્તિ એત્થ ગાહા
સત્તસહસ્સા ણવસદ પચાણઉદી સપચમાસા ય । અઇક્કંતા વાસાણ જઇયા તઇયા સગુપ્પત્તી ॥૪૩॥
(ધવલા ભાગ-૯ પૃ૦ ૧૩૧-૧૩૩)

અહીં ખાસ ધ્યાનમાં લેવા જેવી એ વાત છે કે ત્રિલોકપ્રજ્ઞપ્તિનો મુખ્ય મત ૪૬૧ વર્ષવાળો ધવલામાં બતાવ્યો જ નથી, જ્યારે ધવલાનો મુખ્ય મત ૬૦૫ વર્ષ ૫ માસવાળો ત્રિલોકપ્રજ્ઞપ્તિમાં

બતાવ્યો છે, જે ત્રિલોકપ્રજ્ઞપ્તિની રચના ધવલા પછી હોવાનું વિશેષે કરીને જણાવે છે. જો વર્તમાન ત્રિલોકપ્રજ્ઞપ્તિ યતિવૃષભાચાર્યની રચના હોય અને તે ધવલાકાર સન્મુખ ઉપસ્થિત હોય તો ધવલાકાર કે જેમને યતિવૃષભાચાર્ય પ્રત્યે ખૂબ જ બહુમાન છે, જેમનાં વચનોને પોતે જયધવલામાં સૂત્ર તરીકે જણાવે છે અને જેમને જયધવલામાં અનેકવાર ખૂબ બહુમાનપૂર્વક યાદ કરે છે, તેમનો મત લેવાનું છોડે જ કેમ ?

આ ઉપરાંત પંડિત ફૂલચંદજીએ પણ જૈન સિદ્ધાન્તભાસ્કરમાં ત્રિલોકપ્રજ્ઞપ્તિની રચના યતિવૃષભની નથી એને લગતી અનેક દલીલો રજૂ કરી છે, જેમાંની કેટલીક નીચે મુજબ છે—

(I) ત્રિલોકપ્રજ્ઞપ્તિના પ્રથમ અધિકારમાં મંગલ આદિ છ અધિકારોનું વર્ણન છે, તે ધવલા ટીકાના આદિ મંગલ સાથે મળતું છે તેથી સંભવ છે કે તે ત્યાંથી લીધું હોય. ❀

(II) 'જ્ઞાનં પ્રમાણમાત્માદેઃ' ઇત્યાદિ શ્લોક લઘીયસ્ત્રયગ્રન્થનો છે. જે પ્રાકૃતરૂપાંતરે ત્રિલોકપ્રજ્ઞપ્તિમાં જોવા મળે છે. લઘીયસ્ત્રયમાં આ શ્લોક જ્યાં છે ત્યાંથી અલગ કરી દેવામાં આવે તો પ્રકરણ અધુરું રહી જાય છે. જ્યારે ત્રિ પ્ર૦ માં આ શ્લોક અલગ કરી દેવામાં આવે તો પણ પ્રકરણ એક રૂપ જ રહે છે. ધવલાકારે પણ આ શ્લોકને ઉદ્ધૃત કર્યો છે. આ શ્લોક ત્રિ૦પ્ર૦ કારે લઘીયસ્ત્રયમાંથી ન લેતા ધવલામાંથી લીધો હોવાનું જણાય છે, કેમ કે ધવલામાં આ શ્લોકની સાથે બીજો પણ જે એક શ્લોક ઉદ્ધૃત છે, તે શ્લોકને પણ ત્રિલોકપ્રજ્ઞપ્તિકારે પ્રાકૃત રૂપાંતર સાથે લીધો છે. ધવલા તથા ત્રિ૦પ્ર૦ના બન્ને શ્લોકો આ પ્રમાણે છે—

प्रमाण नय-निक्षेपैर्योऽर्थो नाभिसमीक्ष्यते । युक्तं चायुक्तवद् भाति, तस्यायुक्तं च युक्तवत् ॥
ज्ञानं प्रमाणमित्याहुरुपायो न्यास उच्यते । नयो ज्ञातुरभिप्रायो युक्तितोऽर्थपरिग्रहः ॥

(ધવલા ભા૦ ૩ પૃ૦ ૧૭)

ધવલાન્તર્ગત આ બે ગાથા પ્રાકૃત રૂપાન્તરથી ત્રિલોકપ્રજ્ઞપ્તિના પ્રથમ અધિકારમાં શ્લોક ૮૨-૮૩ તરીકે આ મુજબ છે

जो ण पमाणनयेहिं णिक्खेवेण णिरक्खदे अत्थं । तस्साजुत्त जुत्त जुत्तमजुत्त च पडिहादि ॥
णाण होदि पमाण णओ वि णादुस्स हिदयभावत्थो । णिक्खेओ वि उवाओ जुत्तीए अत्थपडिगहण ॥

વિશેષે કરીને સંભવ એ છે કે ધવલા પરથી આ બે ગાથા રૂપાન્તરે ત્રિલોકપ્રજ્ઞપ્તિમાં લેવામાં આવી હોય, નહિતર ધવલાકાર સન્મુખ જો ત્રિલોકપ્રજ્ઞપ્તિ હોત તો તેઓને સીધી જ ગાથા મૂકવાને બદલે સંસ્કૃત રૂપાન્તર કરીને લેવાની જરૂર ન પડત.

(III) ત્રિલોકપ્રજ્ઞપ્તિ અંતર્ગત ઘણો ગદ્યભાગ ધવલાન્તર્ગતભાગને મળતો છે.

જયધવલા, શ્રુતાવતાર આદિ ગ્રન્થોમાં પણ ક્યાંય ત્રિલોકપ્રજ્ઞપ્તિના કર્તા તરીકે યતિવૃષભાચાર્યનો ઉલ્લેખ મળતો નથી. જો વર્તમાન ત્રિલોકપ્રજ્ઞપ્તિના કર્તા ક૦ પ્રા૦ ચૂર્ણિસૂત્રકાર યતિવૃષ-

❀ यथार्थत. धवलाकी सहायतासे ही तिलोयपण्णत्ति के मंगलविषयक पाठका संशोधन संभव हुआ है । (ति० प० भा० १ प्रस्तावना. पृ० १८)

આચાર્ય હોત તો કષાયપ્રાભૃતચૂર્ણિસૂત્રોની સાક્ષી વખતે અનેકવાર જેમ યતિવૃષભાચાર્યનો કર્તા તરીકે ઉલ્લેખ કર્યો છે, તેમ ત્રિલોકપ્રજ્ઞપ્તિની સાક્ષીઓ રજૂ કરતી વખતે જયધવલાકારે તેના કર્તા તરીકે પણ યતિવૃષભાચાર્યના નામનો એકાદ સ્થલે પણ ઉલ્લેખ કર્યો હોત પણ એવું કાંઈ જોવા મળતું નથી. એટલું જ નહીં પણ જયધવલાના પ્રસ્તાવનાકાર પણ ઉપલબ્ધ ત્રિલોકપ્રજ્ઞપ્તિ એ યતિવૃષભની કૃતિ હોવામાં શંકાશીલ છે. જુઓ

"वर्तमानमें त्रिलोकप्रज्ञप्ति ग्रन्थ जिस रूपमें पाया जाता है उसी रूपमें आचार्य यतिवृषभने उसकी रचना की थी इस बातमें हमे स देह है। हमें लगता है कि आचार्य यतिवृषभकृत त्रिलोकप्रज्ञप्ति मे कुछ अश ऐसा भी है जो बादमें सम्मिलित किया गया है। और कुछ अश ऐसा भी है जो किसी कारणसे उपलब्ध प्रतियोंमें लिखनेसे छूट भी गया है॥" (पृ० ६५)

આ બધાં પ્રમાણો ઉપરથી આપણે નિશ્ચિત કરી શકીએ છીએ કે વર્તમાનમાં ઉપલબ્ધ ત્રિલોકપ્રજ્ઞપ્તિના કર્તા એ કષાયપ્રાભૃતચૂર્ણિસૂત્રના કર્તા નથી, એટલું જ નહિ પણ ધવલા, જયધવલાની રચના પછી ઉપલબ્ધ ત્રિલોકપ્રજ્ઞપ્તિની રચના થઈ હોવાનું જ વિશેષે કરીને અનુમાન થાય છે.

જયધવલાકારે પણ ગુણધરવાચક, આર્યમંગુ, આર્ય નાગહસ્તી અને યતિવૃષભાચાર્ય અંગે વીર સંવત ૬૮૩ પછી થયાનો જે ઉલ્લેખ કર્યો છે. તે પણ આ રીતે પ્રમાણોથી બાધિત થાય છે. પંડિત જુગલકિશોરજી મુખ્તાર પણ આ બાબતમાં જણાવે છે—

यहाँ पर मै इतना और बतला देना चाहता हूँ कि धवला और जयधवलामें गौतमस्वामी से आचारांगधारी लोहाचार्य तकके श्रुतधर आचार्योंकी एकत्र गणना करके और उनकी रूढकालगणना ६८३ वर्ष की देकर उसके बाद धरसेन और गुणधर आचार्योका नामोल्लेख किया गया है, साथमें इनकी गुरुपरंपराका कोई खास उल्लेख नहीं किया गया और इस तरह इन दोनों आचार्योंका समय यों ही वीरनिर्वाणसे ६८३ वर्ष बादका सूचित किया है यह सूचना ऐतिहासिक दृष्टिसे कहां तक ठीक है अथवा क्या कुछ आपत्तिके योग्य है। इसके विचारका यहां अवसर नहीं है। फिर भी इतना जरूर कह देना होगा कि मूल सूत्र ग्रन्थोंको देखते हुए टीकाकार का यह सूचन कुछ त्रुटि पूर्ण अवश्य जान पडता है। जिसका स्पष्टीकरण फिर किसी समय किया जायगा। (जैन साहित्य और इतिहास पर विशदप्रकाश पृ०८८)

એટલે આ બાબતમાં અમારું અનુમાન એવું છે કે જયધવલાની રચના વખતે પૂર્વથી એક પ્રઘોષ ચાલ્યો આવતો હોય કે ચૂર્ણિસૂત્રની રચના આર્યમંગુ અને આર્યનાગહસ્તીના અંતેવાસીની છે, તે ઉપરથી તેમણે મંગલાચરણમાં આર્યમંગુ અને આર્યનાગહસ્તીનું સ્મરણ કર્યું છે, અને આર્યમંગુ અને આર્ય નાગહસ્તીનાં નામ દિગંબરપટ્ટાવલિમાં ઉપલબ્ધ નહીં થવાના કારણે તથા પ્રસ્તુત ચૂર્ણિસૂત્ર દિગંબરાચાર્યની કૃતિ તરીકે સિદ્ધ કરવા માટે દ્રવ્યશ્રુતના અધિકારમાં લોહાર્ય સુધીની પટ્ટાવલી આપી, ત્યાર પછી ઓઘથી આચાર્યપરંપરા એટલું માત્ર જણાવી ગુણધર, આર્યમંગુ અને આર્ય નાગહસ્તી વગેરેનો ઉલ્લેખ કરી દીધો છે. બાકી વીર સંવત ૧૦૦૦ પછી કષાયપ્રાભૃતચૂર્ણિકાર થયેલ હોય તો દિગંબરમાન્યતાનુસાર ત્યાર પછી માત્ર ૨૦૦ વર્ષના ગાળામાં થએલા વીરસેન કે જિનસેન આવા સમર્થ ગ્રન્થકારના નામ સિવાય તેના વંશ તેની અન્યકૃતિઓ વગેરે વિષે

तद्दन अज्ञात जेवा होय ते पण मानी शकाय तेवुं नथी, वळी इन्द्रनन्दिए श्रुतावतारमां यतिवृषभाचार्यनी चूर्णि अने जयधवला टीका वच्चे कषायप्राभृत उपर अनेक टीकाओनी रचनाओ आंतरे-आंतरे थयानो उल्लेख कर्यो छे. चूर्णिकार यतिवृषभ वीर संवत १००० पछी थयानी मान्यताना हिसाबे आ बधी टीकाओनी रचना अेटला कालमां थयानी संगति लगभग दुःशक्य जेवी लागे छे. आम आटलां स्पष्ट प्रमाणो होवा छतां त्रिलोकप्रज्ञप्तिना अंते रहेली बे गाथाओमांथी प्रथमगाथाना मात्र 'जइवसह' पद अने 'चुण्णिस्सरूवत्थकरणरूवपमाण' वगेरे बीजी गाथा परथी कल्पित अर्थ करीने त्रिलोकप्रज्ञप्तिना कर्ता तरीके यतिवृषभाचार्यने मानी लई, मूळ पायो ज खोटो नक्की करी, ते ज यतिवृषभाचार्यने कषायप्राभृतचूर्णिना कर्ता तरीके मानी, कषायप्राभृतचूर्णिनी रचना वीरसंवत १००० पछीनी मानवानो अने चूर्णिकारने त्रिलोकप्रज्ञप्तिना पण कर्ता तरीके नक्की करवानो जे प्रयास थयो छे ते समुचित प्रमाणोना अभावे सफल थतो नथी.

टूंकमां अमारा आ बधा लखाणनो सार अे छे के कषायप्राभृतचूर्णिनी रचना आर्यनागहस्तीना कालनी आसपास अथवा त्यार पछी थोडा ज काले थई होवानो विशेषे करीने संभव छे अने तेथी ते वीरनिर्वाणथी ५ मा के छट्ठा सैकानी जणाय छे. दिगंबरमतोत्पत्ति वीर संवत ६०० पछी छे, अेटले प्रस्तुत कषायप्राभृतमूल तथा चूर्णिसूत्रनी रचना दिगंबरमतोत्पत्ति पूर्वे थई होवाथी बन्ने परंपराअे आ ग्रन्थ ने मान्य कर्यो होय अेम बनवा संभव छे.

अहीं कदाच कोईने शंका थाय के कषायप्राभृत उपर आटली बधी दिगम्बराचार्यकृत टीकाओनो उल्लेख छे, तो श्वेताम्बराचार्यनी कोई टीका उपलब्ध केम थती नथी? अथवा रचायानो उल्लेख पण केम नथी? अेनुं समाधान अे छे के कोईक गुप्त स्थळे भंडारोमां श्वेताम्बरटीकाओ पडी होय तो पण शुं कही शकाय? अथवा विच्छेद गई होय अेम पण केम न बने? दिगम्बराचार्योनी पण जयधवला सिवाय सघळी टीकाओमांथी आजे क्यां अेक पण टीका उपलब्ध थाय छे? वळी मुसलमान राज्य दरमियान गुजरात-सौराष्ट्रमां अनेक ज्ञानभंडारोनो नाश थयो छे, ज्ञानभंडारो उपर उपद्रवो आव्या छे, ज्यारे दक्षिणमां तेवा उपद्रवो ओछा आव्या छे, तेथी त्यां ग्रन्थोनी रक्षा थई होय तेमज आ बाबतमां विशेष प्रबल कारण तो अमने अे लागे छे के, कषायप्राभृतमूल तथा चूर्णि अमुक काले दक्षिण तरफ चाल्या गया होवानो विशेष करीने संभव छे अने दक्षिण तरफ कालबळे श्वेताम्बराचार्योनो विहार धीमे धीमे ओछो थई गयो अने उत्तर तरफ रहेला आचार्योने तेनी प्राप्ति न थई होवाना कारणे वचगाळामां थयेला श्वेताम्बर आचार्यो द्वारा कषायप्राभृत उपर टीकानी रचनाओ थई न होय, गमे तेम होय पण आ रीते दक्षिणना दिगम्बर ज्ञानभंडारोमां कषायप्राभृत मूल तथा चूर्णि सुरक्षित रही शकी अने वर्तमानमां प्राप्त थई शकी छे ते बदल आपणे दिगम्बरज्ञानभंडारोनो आभार मानीअे.

# મુદ્રિત કષાયપ્રાભૃતચૂર્ણિની પ્રસ્તાવનામાં રજૂ થયેલ માન્યતાની સમીક્ષા

અહીં મુદ્રિત કષાયપ્રાભૃતચૂર્ણિના પ્રસ્તાવનાકારે કષાયપ્રાભૃતચૂર્ણિ, કર્મપ્રકૃતિચૂર્ણિ, શતકચૂર્ણિ અને સપ્તતિકાચૂર્ણિના કર્તા અંગે જે વિકૃત રજૂઆત કરી છે, તેની પણ પ્રાસંગિક થોડી સમીક્ષા કરી લઈએ. પ્રસ્તાવનાકાર આ ચારે ચૂર્ણિઓ એકજ કર્તાની કૃતિ હોવાની માન્યતા રજૂ કરે છે અને તેના કારણો તરીકે તેઓ પ્રથમ કષાયપ્રાભૃતચૂર્ણિ અને કર્મપ્રકૃતિચૂર્ણિના પાઠો રજૂ કરી, બન્નેના પાઠોમાં રહેલી ભાષાની તથા પદાર્થોની સામ્યતા બતાવે છે, ઉપરાંતમાં કર્મપ્રકૃતિચૂર્ણિ, શતકચૂર્ણિ અને સપ્તતિકાચૂર્ણિ એ ત્રણેનાં મંગલાચરણ તથા ગ્રન્થની શરૂઆતની ઉત્થાનિકા, વાક્યોની ભાષા તેમજ અર્થના સામ્યપણાને બતાવે છે. આ રીતે ત્રણે ચૂર્ણિના એકકતૃ'કત્વને તથા કષાયપ્રાભૃત અને કર્મપ્રકૃતિના એકકતૃ'કત્વના હિસાબે ચારે ચૂર્ણિઓનું એકકતૃ'કત્વ સિદ્ધ કરવાનો પ્રયાસ કરે છે, એટલુંજ નહિ પણ આગળ વધીને ત્રિ૦ પ્ર૦ ના અંતે—

"ચુણ્ણિસરૂવટ્ઠકરણસરૂવપમાણ હોઇ કિં જત્ત। અટ્ઠસહસ્સપમાણં તિલોયપણ્ણત્તિણામાએ ॥"

આ પ્રમાણે ગાથા છે અને એનો અર્થ "આઠકરણસ્વરૂપવાળી કર્મપ્રકૃતિચૂર્ણિનું જે પ્રમાણ છે તેટલું જ આઠહજાર શ્લોકપ્રમાણ તિલોયપણ્ણત્તિનું છે" એવો થાય છે એમ બતાવી ચારે ચૂર્ણિના કર્તા તરીકે આચાર્ય યતિવૃષભ છે, એમ કલ્પના કરે છે. હવે આપણે પ્રસ્તાવનાકારની ઉક્ત કલ્પનામાં રહેલી સત્યાસત્યતા વિષે થોડી વિચારણા કરી લઈએ.

પહેલી વાત તો એ છે કે સમાન અર્થના કારણે એકકતૃ'કત્વ કહેવું એ યુક્તિસિદ્ધ નથી. તીર્થંકર ભગવંતોના શાસનમાં જે કોઈ સમાનવિષયક શાસ્ત્રો છે તેમાં અર્થથી સમાનપણું તો હોય જ છે, શબ્દથી વિભિન્નતા હોય પણ અર્થથી તો અસમાનતા (વિસંવાદીપણું, પરસ્પર વિરુદ્ધપણું) પૂર્વાચાર્યભગવંતોના ગ્રન્થોમાં જોવામાં આવતી નથી. યદ્યપિ અવસર્પિણી કાલના માહાત્મ્યથી તથાપ્રકારની સામગ્રીના અભાવે, વિશિષ્ટજ્ઞાનીની ગેરહાજરીના કારણે ક્યાંક ક્યાંક જુદા જુદા મતો જોવામાં આવે પણ તે સિવાય મોટા ભાગે તો અર્થોની સામ્યતા જ શ્રીજિનેશ્વરદેવોનાં શાસ્ત્રોમાં હોય છે, તેથી સમાન અર્થવાળા સેંકડો પાઠો વિભિન્નકર્તાના સમાન વિષયક ગ્રન્થોમાં પણ મેળવી શકાય છે, તેટલા માત્રથી ગ્રન્થોને એકકતૃ'ક ન કહી શકાય.

વળી કષાયપ્રાભૃતચૂર્ણિ અને કર્મપ્રકૃતિચૂર્ણિ વચ્ચે પદાર્થોના મતભેદો પણ કેટલાંક સ્થલે જણાય છે, જેમાંના ઉદાહરણ તરીકે કેટલાક અમે રજૂ કરીએ છીએ

(૧) મોહનીય કર્મની સત્તાવીસ પ્રકૃતિની સત્તાના સ્વામી તરીકે કષાયપ્રાભૃતમાં માત્ર મિથ્યાદૃષ્ટિ કહ્યા છે, જ્યારે કર્મપ્રકૃતિચૂર્ણિમાં મિથ્યાદૃષ્ટિ તેમજ સમ્યગ્મિથ્યાદૃષ્ટિ બન્ને કહ્યા છે, જે નીચેના બન્નેના પાઠો ઉપરથી જણાય છે

"સત્તાવીસાએ વિહત્તિઓ કો હોદિ ? મિચ્છાઇટ્ઠિ।" (કષાયપ્રાભૃતચૂર્ણિ પૃ૦ ૬૧)

તિગ સમ્મામિચ્છાદિટ્ઠિસ્સ સંતટ્ઠાણાણિ। તં જહા-૨૮-૨૭-૨૪-....... ... . . . .. ..

मिच्छादिट्ठिणा समत्तं उव्वलियं पच्छा सत्तावीससंतकम्मितो सम्मामिच्छत्तं गतो तं पडुच्च" ।(कर्मप्रकृति-चूर्णि सत्ताधिकार पृ० ३५)

तात्पर्य अे छे के सम्यक्त्वमोहनीयनी उद्वलना थई जाय अेटले मिथ्यादृष्टिने मोहनीय कर्मनुं २७ प्रकृतिनुं सत्तास्थान प्राप्त थाय छे अने आ रीते समकित मोहनीयनी उद्वलना कर्या बाद मिश्रगुणस्थानके जीव जई शके छे. तेवा जीवने त्यां अेटले के मिश्रगुणस्थाके मोहनीयकर्मनुं २७ प्रकृतिनुं सत्तास्थान होय छे, आम कर्मप्रकृतिचूर्णिकारनी मान्यता छे, ज्यारे कषायप्राभृतचूर्णिकारनी मान्यतानुसार प्रथमगुणस्थानके समकितमोहनीयनी उद्वलना कर्या बाद २७ प्रकृतिनी मोहनीयनी सत्तावाळो जीव त्यांथी त्रीजा गुणस्थानके जई शकतो नथी, माटे मोहनीयनुं सत्तावीस प्रकृतिनुं सत्तास्थान त्रीजा गुणस्थानके होई शकतुं नथी।

(२) संज्वलन क्रोधादिनो जघन्य प्रदेशसंक्रम कर्मप्रकृतिचूर्णिकारना मते चरमसमय-प्रबद्धनो अन्यत्र संक्रम करता क्षपकने चरमसमये सर्व संक्रमथी होय छे. ज्यारे कषायप्राभृतचूर्णि-कारना मते उपशामकने चरमसमयप्रबद्धनी उपशमना पूर्ण थवाना काळे होय छे. जुओ बन्नेना पाठो

पुरिसकोहमाणमायासंजलणाणं 'घोलमाणेणं' ति जहण्णजोगिणा चरिमबद्धस्स खवणाए अब्भु-ट्ठियस्स अप्पणो चरिमसमयबद्धस्स 'सगअंतिमे' त्ति अप्पणो चरिमसमए छोभे सव्वसंकमेण जह-ण्णतो पदेससंकमो होतित्ति । कहं ? भण्णइ-एतेसिं चतुण्ह बंधवोच्छेयकाले दुआवलियबद्धलतं मोत्तूण अण्णं णत्थि पदेसग्गं । तं च समए समए खीयमाण अंतिमे समए आइमसमयबद्धस्स असंखेज्जतिभागो सेसो भवति तेण चरिमसमए जहण्णतो पदेससंकमो होइ। (कर्मप्रकृति चूर्णि-संक्रमकरण पृ० १३३)

कोहसंजलणस्स जहण्णओ पदेससंकमो कस्स ? उवसामयस्स चरिमसमयपबद्धो जावे उवसामिज्ज-माणो उवसतो तावे तस्स कोहसंजलणस्स जहण्णओ पदेससंकमो । एवं माणमायासंजलणपुरिसवेदाणं ( कषायप्राभृतचूर्णि पृ० ४०८ )

(३) प्रथमउपशमसम्यक्त्वनी प्राप्तिना समये मिथ्यात्वमोहनीयना त्रण पुंज थाय छे, तेथी २६ नी सत्ता २८ नी सत्ता थाय छे, अर्थात् समकितमोहनीय अने मिश्रमोहनीय सत्तामां वधे छे, त्यार पछी नवा थयेला मिश्रमोहनीयनो अेक आवलिका सुधी (सम्यक्त्व मोह-नीयमां)संक्रम थतो नथी, अेवी कर्मप्रकृतिचूर्णिकारनी मान्यता छे. ज्यारे मिश्रमोहनीयनी सत्तामां उत्पत्तिना बीजा समयथी ज तेनो सम्यक्त्वमोहनीयमां संक्रम थाय छे, अेवी कषायप्राभृतचूर्णिकारनी मान्यता छे. कर्मप्रकृतिचूर्णिकार अेक स्वतंत्र प्रकृति तरीके उत्पन्न थवाना कारणे मिश्रमोहनीयनी अेक आवलिकानुं वर्जन करे छे, ज्यारे कषायप्राभृतचूर्णिकार मिश्रमोहनीय अे मंदरसवाळा मिथ्यात्वमोहनीयना ज पुद्गलरूप होवाना कारणे आवलिकानुं वर्जन करता नथी, आ बन्ने मतो नीचेना बन्नेना पाठो परथी जणाय छे—

"उवसमसम्मद्दिट्ठिस्स वा अट्ठावीससंतकम्मंसियस्स सम्मत्तलंभातो आवलियाए परतो वट्टमाणस्स

संमत्तं पडिग्गहो त्ति फेडिए सत्तावीसा सङ्कमति तस्सेव आवलिया अब्भंतरतो वट्टमाणस्स सम्मामिच्छत्तस्स सङ्कमो णत्थि त्ति छव्वीसा सङ्कमति ।" (कर्मप्रकृतिचूर्णि-संक्रमकरण पृ० १४)

"सम्मामिच्छत्तस्स संकामओ को होइ ? मिच्छाइट्ठिउव्वेल्लमाणओ सम्माइट्ठी वा णिरासणो । मोत्तूण पढमसमयसम्मामिच्छत्तमंतकम्मियं ( कषायप्राभृतचूर्णि पृ० २५६ )

(४) पुरुषवेदनी पतद्ग्रहता कषायप्राभृतचूर्णिकारना मते स्त्रीवेद उपशांत थतां ज नष्ट थाय छे, केम के अंतरकरण कर्युं त्यारथी आनुपूर्वी संक्रम शरू थई गयो छे अने आनुपूर्वी संक्रम वखते नोकषायनो संक्रम पुरुषवेदमां थतो नथी, एम कषायप्राभृतचूर्णिनी मान्यता छे, एटले मात्र रह्यो वेदनो संक्रम अने स्त्रीवेद उपशांत थाय एटले पुरुषवेदमां वेदनो संक्रम पण अटकी जाय छे, एटले त्यां पुरुषवेदनी पतद्ग्रहता नष्ट थाय छे, ज्यारे कर्मप्रकृतिचूर्णि मुजब अंतरकरणथी आनुपूर्वीसंक्रम थाय छे, पण आनुपूर्वी संक्रम वखते नोकषायनो संक्रम पुरुषवेदमां थाय छे अने ते पुरुषवेदनी समयन्यून बे आवलिका बाकी रहे त्यां सुधी चालु रहे छे, तेथी पुरुषवेदनी पतद्ग्रहता तेनी प्रथम स्थितिनी समयोन बे आवलिका बाकी रहे त्यारे आगालनी साथे नष्ट थाय छे, बन्नेनी आ मान्यता अंगे पाठो आ मुजब छे

"सव्वस्स मोहणीयस्स आणुपुव्वीय संकमो होदि ।
लोभकसाये णियमा असंकमो होइ णायव्वो ॥" (क० प्रा० गा० १३६)

चूर्णि–अंतरदुसमयकदप्पहुडि मोहणीयस्स आणुपुव्वीसंकमो । आणुपुव्वीसंकमो णाम किं ? कोह-माणमायालोभ एसा परिवाडी आणुपुव्वीसंकमो णाम (पृ० ७६४)

आगळ उपर प्रस्तुतविषयमां नीचेनी गाथा पण बतावी छे,

"संछुहदि पुरिसवेदे इत्थीवेदं णवुंसयं चेव ।
सत्तेव णोकसाये णियमा कोहम्मि संछुहदि" (क० प्रा० गा० १३८)

"पुरिसवेयस्स पढमट्ठितिते दुआवलियसेसाए आगालो वोच्छिन्नो, अणतरावलिगातो उदीरणा एति, ताहे छण्ह नोकसायाणं सछोभो णत्थि पुरिसवेदे, सजलणेसु सछुभति ।" ( कर्मप्रकृति चूर्णि उपशमनाकरण पृ० ५५ )

"इयाणिं उवसमसम्मदिट्ठिस्स उवसामगसेढिं भणामि-चउवीस सतकम्मातो सम्मत्ते पडिग्गहो त्ति फेडिए तेवीसा पचगे बधे सम्मत्तसम्मामिच्छत्तसहिते सत्तगे संकामति । तस्सेव पचविहबन्धगस्स अतरकरणे कृते लोभसजलणाए अणाणुपुव्विसंकमो णत्थित्ति फेडिते बावीसा संकमति । तस्सेव नपुंसकवेदे उवसंते तेसु चेव सत्तसु एक्कवीसा संकामति । तस्सेव इत्थिवेदे उवसंते तेसु चेव सत्तगे वीसा संकमति । ततो पुरिसवेयस्स पढमट्ठितीयसमयूणदुआवलियसेसाए पुरिसवेदो पडिग्गहो ण होतित्ति वीसा तेसु चेव सत्तसु पुरुसवेयरहिएसु छसु संकमति जाव समयाणा उदो आवलियाउ।("कर्मप्रकृति संक्रमकरण गाथा११नी चूर्णि) ।

क्षपकश्रेणिमां पण संक्रमविधिमां आ ज वात बतावी छे–

ततो तेरसण्ह कम्माणं अन्तरकरणे कते लोभसजलणाए अणाणुपुव्वि संकमो णत्थि त्ति लोभे फेडिते सेसा बारस तमि चेव पचविहे बंधे संकमति अन्तोमुहुत्तं । ततो बारसहिंतो णपुंसगवेदं खविए सेसा एक्कारस भवंति । ते एक्कारस तमि चेव पचविहे बन्धे संकमंति अन्तोमुहुत्तं ततो एक्कारसउ इत्थीवेदे खविए सेसा दस तमि चेव पचविहे संकमति अतोमुहुत्तं ततो पुरिसवेयस्स पढमट्ठितिए समऊणदुआवलिआए सेसाए

પુરિસવેદો પડિગ્ગહો ણ હોતિત્તિ તે વસ પુરિસવેદૂણેસુ ચઉસુ સંજલણેસુ સમયૂણદુઆવલિયમેત્ત સંકમિતિ। (કર્મપ્રકૃતિચૂર્ણિ પૃ૦ ૨૨.)

એટલું જ નહિ પણ ઉપરોક્ત માન્યતાનુસારે મોહનીયની ૧૮ પ્રકૃતિનો સંક્રમ પાંચ અને ચાર પ્રકૃતિના પતદ્ગ્રહમાં કર્મપ્રકૃતિની પ્રક્ષિપ્ત (ભાષ્ય) ગાથામાં માન્યો છે જ્યારે માત્ર ચારના જ પતદ્ગ્રહમાં ૧૮ પ્રકૃતિનો સંક્રમ કષાયપ્રામૃતની પ્રક્ષિપ્ત (ભાષ્ય) ગાથામાં માન્યો છે, ૧૮ પ્રકૃતિનું સંક્રમસ્થાન ઉપશમશ્રેણિમાં ક્ષાયિકસમ્યગ્દષ્ટિને સ્ત્રીવેદનો ઉપશમ થયા પછી પ્રાપ્ત થાય છે, (લોભ નપુંસકવેદ અને સ્ત્રીવેદ સિવાય) અને તે વખતે કર્મપ્રકૃતિકારના હિસાબે પુરુષવેદની પતદ્ગ્રહતા નષ્ટ નથી થઈ, માટે ૧૮ નો સંક્રમ પાંચમાં થાય છે, અને પુરુષવેદની પ્રથમસ્થિતિ સમયોન બે આવલિકા બાકી રહે ત્યારે પતદ્ગ્રહતા નષ્ટ થાય છે, એટલે ચારના પતદ્ગ્રહમાં ૧૮ નો સંક્રમ થાયછે કષાયપ્રામૃતચૂર્ણિના હિસાબે સ્ત્રીવેદ ઉપશાંત થતાની સાથે જ પુરુષવેદની પતદ્ગ્રહતા નષ્ટ થતી હોવાના કારણે ચારના પતદ્ગ્રહમાં જ અઢાર પ્રકૃતિના સંક્રમસ્થાનની પ્રાપ્તિ થાય છે, પાંચના પતદ્ગ્રહમાં અઢાર પ્રકૃતિના સંક્રમસ્થાનની પ્રાપ્તિ થતી નથી એને લગતી પણ કર્મપ્રકૃતિ અને કષાયપ્રામૃતમાં જુદી જુદી ગાથાઓ નીચે પ્રમાણે છે

પંચસુ એગુણવીસા અટ્ઠારસ પચગે ચઉક્કે ય। (કર્મપ્રકૃતિ સંક્રમકરણ ગાથા. ૧૮)
પંચસુ ચ ઊણવીસા અટ્ઠારસ ચદુસુ હોંતિ બોદ્ધવ્વા। (કષાયપ્રામૃત ગાથા ૩૫)
તતો વીસાઓ ણપુંસકવેદે ઉવસામિએ એગુણવીસા ભવતિ। સા એગુણવીસા તમ્મિ ચેવ પંચવિહે સંકમતિ અન્તોમુહુત્તં। તતો એગુણવીસાઓ ઇત્થીવેદે ઉવસામિએ અટ્ઠારસ ભવતિ। તે અટ્ઠારસ તમિ ચેવ પંચવિહે વધે સંકમતિ અન્તોમુહુત્તં। (કર્મપ્રકૃતિચૂર્ણિ સંક્રમકરણ પૃષ્ઠ ૨૧)

અહીં ધ્યાન ખેંચવા જેવી બાબત એ પણ છે કે કર્મપ્રકૃતિના તથા કષાયપ્રામૃતના સંક્રમકરણની કેટલીક ગાથાઓ સમાન છે, અને બન્નેની આ ગાથાઓની ચૂર્ણિ મળતી નથી.

તેમાં આ ગાથાનો પણ સમાવેશ થાય છે, બન્ને ઠેકાણે પ્રક્ષેપ જણાતી ગાથાઓમાં પણ આ રીતે પદાર્થ ભેદ જોવામાં આવે છે, કર્મપ્રકૃતિની આ ગાથાઓ વિષે કર્મપ્રકૃતિચૂર્ણિટિપ્પણમાં મુનિચન્દ્રસૂરિ મહારાજ પાછલથી ભાષ્યકારે કરેલી હોવાનું જણાવે છે.

"છવ્વીસ સત્તવીસાણ સંકમો" ઇત્યાદિ ગાથા એકાદશ ન ચૂર્ણિકૃતા વ્યાખ્યાતા અતો જ્ઞાયતે ચૂર્ણિકારોક્ત-સંક્રમસ્થાનમાર્ગણામુપજીવ્ય ભાષ્યકારેણ પશ્ચાત્કૃતા।"

પ્રસ્તુત પાઠો ઉપરથી જોઈ શકાય છે, કે કર્મપ્રકૃતિચૂર્ણિ અને કષાયપ્રામૃતચૂર્ણિમાં પદાર્થોની ભિન્નમાન્યતાઓ પણ કેટલાંક સ્થલોમાં મળે છે, તેથી પદાર્થોની સમાનતાના કારણે એકકર્તૃકત્વની કલ્પના કરી લેવી ઉચિત નથી.

**ભાષાપદ્ધતિનો ભેદઃ**—ભાષાની સામ્યતાને પ્રસ્તાવનાકાર એકકર્તૃકત્વના કારણ તરીકે બતાવે છે. પરંતુ કર્મપ્રકૃતિચૂર્ણિ, તથા કષાયપ્રામૃતચૂર્ણિ, બન્નેમાં આવતા અમુક શબ્દોની સામ્યતાના કારણે એકકર્તૃકત્વનો નિર્ણય થઈ શકે નહિ, એટલું જ નહિ કર્મપ્રકૃતિચૂર્ણિ અને કષાયપ્રામૃત

ચૂર્ણિ ની વ્યાખ્યાપદ્ધતિ પણ જુદા જ પ્રકારની છે, કષાયપ્રાભૃતચૂર્ણિમાં ઠેર ઠેર "एत्थ सुत्तगाहा" કહીને સૂત્રની ગાથા કહી છે, કેટલાંક ઠેકાણે અમુક અર્થમાં કેટલી ગાથાઓ છે તે પણ જણાવ્યું છે. જેમકે 'एत्थ तिण्ण सुत्तगाहाओ हवंति तं जहा'। કોઈ કોઈ સ્થલે "पदच्छेदो तं जहा" કહીને સૂત્રગાથાનાં પદોના અર્થ કર્યા છે. "एदासिं गाहाण पदच्छेदो। तं जहा-एस सुत्त फासो" વગેરે પદો કષાયપ્રાભૃતચૂર્ણિમાં અમુક સ્થલે જોવા મળે છે, જ્યારે કર્મપ્રકૃતિચૂર્ણિમાં આ પદ્ધતિ નથી. કર્મપ્રકૃતિચૂર્ણિમાં મુખ્યત્વે પદો ને પ્રતીકરૂપે લઈ તેનો પદચ્છેદ કરવાપૂર્વક વ્યાખ્યા કરી છે, ક્યાંય 'सुत्तफासा सुत्तगाहा' વગેરે કહ્યું નથી, પદચ્છેદ કરવા પૂર્વે પણ 'गाहाण पदच्छेदो' પણ કહ્યું નથી. કષાયપ્રાભૃતચૂર્ણિકારે ઘણાં સ્થલોમાં સૂત્રનાં પદોનું ઉચ્ચારણ કર્યા વિના સૂત્ર દ્વારા સૂચિત અર્થની વિસ્તારથી પ્રરૂપણા કરી છે. આ ઉપરાંત પણ બીજી અનેક રીતે કષાયપ્રાભૃતચૂર્ણિ અને કમ્મપયડિચૂર્ણિમાં વ્યાખ્યાશૈલીના ભેદો જોવામાં આવે છે, જેનો વાંચકોને બન્ને ચૂર્ણિઓ વાંચવાથી સુંદર રીતે ખ્યાલ આવી શકે છે. ભિન્ન કર્તાની ભાષાઓમાં પણ ઘણી વાર સામ્યતા આવે છે, દા૦ ત૦ કર્મપ્રકૃતિની મલયગિરિ મ૦ કૃત ટીકામાં અને ઉપાધ્યાયજી યશોવિજયજી કૃત ટીકામાં ભાષાની ઘણી જ સામ્યતા છે, છતાં બન્ને ટીકાઓના કર્તા ભિન્ન છે, માટે એકકર્તૃકત્વ સાબિત કરવા ભાષાની સામ્યતાનું કારણ ઉપસ્થિત કરાયું છે તે પ્રમાણભૂત નથી.

ટૂંકમાં અમારું કહેવાનું તાત્પર્ય એ છે કે જે કારણો એક કર્તૃકત્વ માટે રજૂ કરાયાં છે, તે કારણો વાસ્તવિક નથી, એટલું જ નહીં પણ અમે જે મતભેદોના પાઠો આપ્યા છે, તે એક કર્તાના પણ જુદા જુદા ગ્રન્થોમાં હોઈ શકે છે, કેમ કે ચૂર્ણિ કે ટીકાના કર્તા જે ગ્રન્થની ચૂર્ણિ કે ટીકા કરતા હોય છે તેઓ મુખ્યત્વે તે ગ્રન્થકારને અનુસરતા હોય છે, એટલે એકજ ટીકાકારની જુદા જુદા ગ્રન્થની ટીકાઓમાં પણ પદાર્થભેદ હોય છે, સમર્થ ટીકાકાર મલયગિરિ મહારાજ કૃત ઘણી ટીકાઓમાં આવા ભેદ જોવા મળે છે, એટલે બીજાં પ્રબલ પ્રમાણો હોય ત્યારે પદાર્થભેદથી ભિન્ન કર્તાની અને બીજાં કોઈ પ્રબલ પ્રમાણ સિવાય એક માત્ર પદાર્થની સામ્યતા, અને ભાષાની આંશિક સામ્યતાના કારણે એક કર્તૃકત્વની કલ્પના કરવી તે ઉચિત નથી. હા, જો એના માટે બીજું કોઈ પ્રબલ પ્રમાણ પ્રસ્તાવનાકારે રજૂ કર્યું હોત તો આ બધી ચૂર્ણિઓનું એકકર્તૃકત્વ જરૂર આપણે માની શકત. તાત્પર્ય એ છે કે ચારે ચૂર્ણિઓ એક કર્તાની નથી જ એમ અમારે નથી કહેવું પરંતુ આ ચારે ચૂર્ણિઓ એક કર્તા દ્વારા રચાયેલી છે એવો નિર્ણય પણ ઉપલબ્ધ પ્રમાણોથી થઈ શકતો નથી. હાલ તો એના કર્તા કોણ છે, તે જ્ઞાની ગમ્ય જ માનવું રહ્યું, ભવિષ્યમાં વિશેષસામગ્રી મળતાં એ બાબતની વિચારણા થઈ શકે.

કદાચ ભવિષ્યમાં બીજાં પ્રમાણોથી ચારે ચૂર્ણિ એકજ કર્તાની છે એવું સાબિત થાય તો પણ ચારે ચૂર્ણિના કર્તા તરીકે ત્રિલોકપ્રજ્ઞપ્તિના કર્તા સાબિત થઈ શકતા નથી, કેમ કે

(१) त्रिलोकप्रज्ञप्तिना कर्ता यतिवृषभ नक्की नथी. (२) चारे चूर्णि त्रिलोकप्रज्ञप्तिना कर्ता यतिवृषभनी रचित छे एम जे गाथा परथी नक्की करवा प्रयास थाय छे, ते गाथानो पाठ प्रमाणभूत नथी, केम के 'चुण्णिस्सरूवत्थकरणं' पाठ हस्तलिखितप्रतमां छे, 'चुण्णिस्सरूवछकरण' एवो पाठ मुद्रित त्रिलोकप्रज्ञप्तिमां छे. परंतु 'चुण्णिस्सरूवट्ठकरण' एवो पाठ क्यांय नथी, जयधवला प्रथमभागनी प्रस्तावना, 'तिलोयपण्णत्ति और यतिवृषभ' नामनो पंडित जुगलकिशोर मुख्तारनो लेख (वर्णी अभिनंदनग्रन्थ पृ० १२३) 'लोकविभाग और तिलोयपण्णति' नामनो नाथूराम प्रेमीनो लेख ( जैन साहित्य और इतिहास पृ० ६ ) वगेरेमां आ गाथा ज्यां जोवामां आवे छे, त्यां क्यां य प्रस्तावनाकारे स्वीकारेल 'चुण्णिस्सरूवट्ठकरण' वाळो पाठ जोवामां आवतो नथी (३) गाथानो अर्थ जे रीते कर्यो छे ते रीते संगत नथी. वळी कर्मप्रकृतिमां मात्र आठ करणनी ज वात नथी, परंतु आठकरण उपरांत उदय अने सत्तानो अधिकार पण छे. (४) उपलब्ध त्रिलोकप्रज्ञप्ति अने कपायप्राभृतचूर्णिना कर्ता एक नथी ए अमे पूर्वे अनेकप्रमाणो थी साबित कर्युं छे.

आम गाथामांना 'त्थ' नो 'ट्ठ' करीने बंधनादि आठकरणरूप अर्थ ग्रहण करी त्रिलोकप्रज्ञप्तिनी अंतिम गाथामां आवता 'जदिवसहं' पद उपरथी त्रिलोकप्रज्ञप्तिना कर्ता तरीके यतिवृषभने कल्पी भापानुं साम्य अने पदार्थोनुं साम्य वगेरे कारणो द्वारा चारे चूर्णिने त्रिलोकप्रज्ञप्तिना कर्ता दिगम्बराचार्य यतिवृपभाचार्यना नामे चडावी देवानो जे प्रयत्न प्रस्तावनाकारे कर्यो छे ते अनेक प्रमाणोथी बाधित थई जाय छे.

कपायप्राभृतचूर्णिना प्रस्तावनाकारे पृ० ५६ उपर कर्मप्रकृतिचूर्णिनी भापानुं छेल्ला अढीसो, त्रणसो वर्षमां जाणीबूजीने परिवर्तन कर्यानो जे आक्षेप कर्यो छे, तेनो पण उत्तर जरूरी लागवाथी अमे सप्रमाण रजू करीये छीए

प्रस्तावनाकारनुं एम कहेवुं छे के कर्मप्रकृतिचूर्णिना संस्कृतटीकागत पाठो करतां कर्मप्रकृतिनी मुद्रित चूर्णिना पाठोनी भाषा जुदी छे अने तेथी भापामां जाणीजोईने कोईए छेल्ला अढीसो त्रणसो वर्षमां परिवर्तन कर्युं छे. आ कथनना समर्थनमां तेमणे संस्कृतटीकामांथी उद्धृत पांच पाठो अने मुद्रित चूर्णिना ते ज पाठो रजू कर्या छे. अमारे आ बाबतमां मात्र एटलुं ज कहेवानुं छे के विद्वान प्रस्तावनाकारे आवो आक्षेप करवा पूर्वे जो कर्मप्रकृतिनी चूर्णिनी तेनी कोई प्राचीन प्रति अथवा फोटोकॉपी लई तेमां पाठोनी भाषा जोई होत तो तेमने आटलुं लखवानो श्रम लेवो न पडत अने अमारे पण आटलो खुलासो करवो न पडत. प्रस्तावनाकारना आपेलां पांचे स्थानो अमे जेसलमेरना भंडारनी संवत १२२२मां लखायेली प्राचीन प्रतिनी फोटो कॉपीमां जोयां छे, तेमां प्रथम स्थानमां चूर्णिनो पाठ (संस्कृतटीकागत) समान छे ज्यारे बाकीना चारे पाठ मुद्रितचूर्णिना पाठने मळता आव्या छे. प्राकृतग्रन्थोनी प्राचीन प्रतिओमां भाषाना अनेक प्रकारना भेदो होय छे.

ટીકાકાર સમક્ષ જે પ્રત આવી હોય તેના હિસાબે તેમને પાઠ લખ્યો હોય, જ્યારે તે વખતે બીજી પ્રતિઓમાં પાઠ જુદા પણ હોઈ શકે છે, 'त' 'च' વગેરે કોઈ કોઈ પ્રતોમાં હોય છે, જ્યારે કોઈ કોઈ પ્રતોમાં તેનો લોપ પણ કરેલ હોય છે. એકજ પ્રતમાં કોઈ કોઈ સ્થાને હોય છે અને કોઈ કોઈ સ્થાને નથી પણ હોતા, માટે 'त' 'च' વગેરે પદો મુદ્રિત પ્રતિમાં દેખાય અને ટીકાગત ચૂર્ણિમાં ન દેખાય તેથી એ પાઠો બદલી નાંખ્યાની કલ્પના કરવી એ ઉચિત નથી. મુદ્રિત ચૂર્ણિનાં પાંચે સ્થાનોના પાઠો, ટીકાગત ચૂર્ણિનાં ઉદ્ધરણો અને જેસલમેર ભંડારની હસ્તલિખિતતાડપત્રીયપ્રતના પાઠો તથા એ સિવાય પણ 'त' 'च' વગેરે લોપાયેલા, અને નહિ લોપાયેલા એવા સંખ્યાબંધ પાઠો હસ્તલિખિત તાડપત્રીયમાંથી અમે અહીં રજૂ કરીએ છીએ, તે જોવાથી વાચકોને ખ્યાલમાં આવી જશે, કે પ્રસ્તાવનાકાર દ્વારા કરાએલ આક્ષેપ તદ્દન નિરર્થક છે

### પાંચે સ્થાનોના પાઠો

| | | |
|---|---|---|
| ૧. મુદ્રિતચૂર્ણિઃ- | पिण्डपगडीतो नामपगडीतो । | बन्धनकरण पृष्ठ ७२ अ. |
| ટીકાગતપાઠઃ- | पिण्डपगईओ णामपगईओ । | बन्धनकरण पृष्ठ ७२ ब. |
| જેસલમેરપ્રતનો પાઠ - | पिण्डपगईओ णामपगईओ । | ताडपत्र पृ० ३२ ब. |
| ૨ મુદ્રિતચૂર્ણિ - | पुहुत्तसद्दो वहुत्तवाची । | बन्धनकरण पृ० १९३ व |
| ટીકાગતપાઠ – | पुहुत्तसद्दो वहुत्तवाइत्ति । | बन्धनकरण पृ० १९४ अ. |
| જે૦ પ્રતિનો પાઠઃ– | पुहुत्तसद्दो वहुवाची । | ताडपत्र पृ० ९३ अ. |
| ૩ મુદ્રિતચૂર્ણિ - | वंधट्ठितीउ संकमठिती संखेज्जगुणा । | संक्रमकरण पृष्ठ ५९ अ. |
| ટીકાગતપાઠઃ- | वंधठिईओ सतकम्मठिई संखिज्जगुणा | सक्रमकरण पृष्ठ ५९ ब. |
| જે૦ પ્રતિનો પાઠ.- | वंधट्ठीतितो संतकम्मठिती संखेज्जगुणा । | ताडपत्र पृ० ११९ ब. |
| ૪ મુદ્રિતચૂર્ણિઃ- | एत्थ वाघात इति ट्ठितिघातो । | संक्रमकरण पृ० १४८ अ. |
| સંસ્કૃત ટીકાગતપાઠ.- | ठिइघाओ एत्थ होइ वाघाओ । | सक्रमकरण पृ० १४९ ब. |
| જે૦ પ્રતિનો પાઠઃ- | इत्थ वाघात इति ठितिघातो । | ताडपत्र १६४ ब. |
| ૫ મુદ્રિતચૂર્ણિ - | त आरिसे न मिलति त्ति ण इच्छिज्जति । | सत्ता पृ० ३७ |
| ટીકાગતપાઠ - | त आरिसे न मिलई तेण ण इच्छिज्जइ । | सत्ता पृ० ३७ |
| જે૦ પ્રતિનો પાઠ - | त आरिसे न मिळइ त्ति णेच्छिज्जति । | ताडपत्र पृ० २८० ब. |

જેસલમેરના જ્ઞાન ભંડારની વિ૦ સં૦ ૧૨૨૨ માં લખાયેલી તાડપત્રીય પ્રતના પાનામાં સંક્રમકરણને લગતા વિષયના ફક્ત સવા બે પાનાં વાંચતાં લગભગ ૪૦ જેટલા પ્રયોગો 'त' 'च' ના લોપવાળા જોવા મળ્યા છે તથા સંસ્કૃત ટીકાગત પ્રયોગોને અનુસરતા પણ કેટલાક પ્રયોગો જોવા મળ્યા છે એટલું જ નહીં પણ જ્યાં મુદ્રિત ચૂર્ણિમાં 'त' 'च' વગેરે છે ત્યાં પણ 'त' 'च' ના લોપવાળા તથા મુદ્રિત ચૂર્ણિમાં 'त' 'च' નથી અને હસ્તલિખિતપ્રતમાં છે, એવા પણ કેટલાક પ્રયોગો છે તેને લગતા ઉદાહરણો અમે વાચકો સમક્ષ રજૂ કરીએ છીએ–

પૂજ્યપાદશ્રીની પુનિત નિશ્રામાં મુમુક્ષુ પાઠશાળા દ્વારા વૈરાગ્યવાસિત થયેલા આત્માઓને સંયમમાર્ગની કેળવણી આપવામાં આવી. ચાતુર્માસ બાદ પાલીતાણાથી પૂજ્ય આચાર્યદેવશ્રીનું મુંબઈ તરફ પધારવાનું થયું. પૂ૦ ગુરુદેવશ્રી આગળ પહોંચ્યા. રસ્તામાં સુરત મુકામે ત્રણ ભાઈઓ તથા બે બહેનોને ચારિત્ર પ્રદાન કરી તેઓ મુંબઈ પધાર્યા. ત્યાર પછી પૂ૦ આચાર્યદેવ પણ પધાર્યા. મુંબઈ નગરીમાં તો એક નવું જ આધ્યાત્મિક ચૈતન્ય પ્રગટ્યું. પૂજ્યપાદના પ્રકૃષ્ટ સંયમબલે અને પૂ૦ પંન્યાસજી મ૦ ના વૈરાગ્યમય ઉપદેશે અનેક આત્માઓનો સંસારમાંથી ઉદ્ધાર કર્યો. સંવત ૨૦૦૭-૨૦૦૮ નાં ચાતુર્માસ મુંબઈ લાલબાગમાં થયાં. સંવત ૨૦૦૯ નું ચાતુર્માસ મુંબઈના પરામાં થયું, ત્યાર પછી બે ચાતુર્માસ દક્ષિણમાં કરી પૂજ્ય આચાર્યદેવે સંવત૨૦૧૨ નું ચાતુર્માસ પુનઃ મુંબઈમાં કર્યું. મુંબઈનાં આ ચાતુર્માસો દરમ્યાન સંખ્યાબંધ બાળ, યુવાન અને ઉમરલાયક આત્માઓએ પૂજ્યશ્રીના સત્સમાગમ અને ગુરુદેવશ્રી ના ઉપદેશથી સંસારના બંધનોને ફગાવી દઈ ચારિત્રના પુનિત પંથે પ્રયાણ કર્યું. ચારિત્રમાર્ગની પ્રાપ્તિ પછી પૂજ્ય આચાર્યભગવંતાદિગુરુદેવોની નિશ્રામાં જ્ઞાન, ધ્યાન, વૈયાવચ્ચ, તપ, ત્યાગ, સમિતિ, ગુપ્તિ આદિના સંસ્કારોને ઝીલતા મુનિભગવંતો આધ્યાત્મિક પ્રગતિના પંથે આગળ વધ્યા. ગચ્છહિતચિંતક પૂ૦ (પંન્યાસજી)શ્રી-હેમંતવિજયજી મ૦ તથા પૂજ્ય (પંન્યાસશ્રી) પદ્મવિજયજી મહારાજે પણ મુનિઓના જીવનઘડતર અંગે સારો એવો પુરુષાર્થ કર્યો.

ભવ્યાત્માઓના સંયમનૌકાના સુકાની પૂ૦ આચાર્યભગવંતના મનમાં સંયમરક્ષાની માફક શ્રુતમાર્ગની રક્ષા અને પ્રભાવના અંગેની વિચારણા પણ રમતી જ હતી. તેઓશ્રીનો શ્રુતજ્ઞાનનો રસ આજે ૮૩ વર્ષની ઉમરે શારીરિકસ્વાસ્થ્યની પ્રતિકૂલતા દરમિયાન પણ હાથમાં રહેલાં શાસ્ત્રોનાં પાનાં બતાવી આપે છે. જૈનશાસનનાં નિધાનભૂત આગમો અને કર્મવાદ તેઓશ્રીનો અત્યંત રુચિકર વિષય છે. તેઓશ્રીએ જાતે આગમો અને કર્મસાહિત્ય વિષે ઘણું જ મંથન અને મનન કરેલું છે. આચાર્યપદ જેવા જવાબદારીભર્યા સ્થાને, શાસનની અને ગચ્છની અનેકવિધ ચિંતાઓના બોજ વચ્ચે પણ રાત્રિના સમયે કલાકો સુધી કર્મપ્રકૃતિ, ઓઘનિર્યુક્તિઆદિગ્રન્થોના પદાર્થોનું ચિંતન તેઓશ્રીને ચાલું જ રહેતું. કર્મસાહિત્યના વિશાલ સર્જન માટેની ઝંખના વર્ષોથી તેઓશ્રીના હૃદયમાં રમતી હતી. તેઓશ્રીએ સંક્રમકરણના વિવેચનરૂપ બે ભાગો, કર્મસિદ્ધિ, માર્ગણાદ્વારવિવરણ આદિ કર્મવિષયક ગ્રન્થોનું સ્વહસ્તે આલેખન કર્યું છે. તેઓશ્રીની અંતરેચ્છા કર્મપ્રકૃતિનાં આઠે કરણ ઉપર વિશદ વિવેચન તૈયાર કરવાની હતી. પોતાની અંતરેચ્છા પૂર્ણ કરવા માટે તેમની નજર નવદીક્ષિત મુનિવૃંદ ઉપર પડી. મુનિઓને સસ્કૃત-પ્રાકૃત ભાષાનું અધ્યયન કરાવ્યા પછી આચાર્યભગવંતે પોતે જ કર્મસાહિત્યનો અભ્યાસ કરાવ્યો અને બાર માસ જેવા ટૂંકા ગાળામાં તો કર્મગ્રન્થ, પઞ્ચસંગ્રહ અને કર્મપ્રકૃતિના પદાર્થો મુનિઓને કંઠસ્થ કરાવી દીધા.ત્યાર બાદ સામુદાયિક અધ્યયનમાં પરસ્પરની સહાયથી આ ક્ષેત્રમાં સારું ખેડાણ થયું. કર્મગ્રન્થ, કર્મપ્રકૃતિ, પંચસંગ્રહ વગેરેના પદાર્થો

મૌલિક તૈયાર થયા પછી કર્મ વિષયક ગ્રન્થો—છ કર્મગ્રન્થ, કર્મપ્રકૃતિ, પંચસંગ્રહ, શતક, સપ્તતિકા, પ્રાચીનકર્મગ્રન્થ વગેરેની ટીકાઓ તથા ચૂર્ણિઓનું વાંચન થયું. ત્યાર બાદ પૂજ્ય આચાર્યભગવંતે દિગંબર સંપ્રદાયના ગોમ્મટસાર, ધવલા, જયધવલા ટીકા આદિ ગ્રન્થોનું પણ અવગાહન કરાવ્યું. આ રીતે કર્મ વિષયક સુંદર બોધ પૂજ્ય આચાર્યભગવંતની પુણ્યનિશ્રામાં મુનિઓએ પ્રાપ્ત કર્યો, દરમિયાન સમય મળતાં ન્યાયગ્રન્થોનું અધ્યયન પૂજ્ય ગુરુદેવ પંન્યાસજી શ્રી ભાનુવિજયજી ગણિવર્યે કરાવ્યું. આગમગ્રન્થો અને છેદગ્રન્થોનો પણ બોધ કરાવ્યો.

કર્મસાહિત્યવિષયક મનન અને મંથનથી મુનિઓની બુદ્ધિ કુશાગ્ર બની, અનેક પદાર્થોની હેતુપુરસ્સર વિચારણાઓ અને ચર્ચાઓ મુનિમંડલે કરવા માંડી અને ઊંડાં રહસ્યો પ્રગટ કર્યાં. પૂ૦ આચાર્યભગવંતના હૃદયમાં કર્મસાહિત્યના સર્જનની વાત તો વર્ષોથી રમતી જ હતી. એક પુણ્યપ્રભાતે પૂજ્યપાદશ્રીને પુનઃ મનોરથ થયો કે આઠે કરણો ઉપર હેતુઓની વિચારણાપૂર્વક, વિશાળ વિવેચનયુક્ત, માર્ગણાઓમાં સત્પદાદિ દ્વારો વડે કર્મને લગતા પદાર્થોનો સમાવેશ કરી કર્મસાહિત્ય તૈયાર થાય તો કર્મસાહિત્યની વિશાળતા જગતને જોવા મળે, તેમજ હજારો વર્ષો માટે આ અતિવિશાલ કર્મસાહિત્યનો વારસો ભવ્યજીવોને ઉચ્ચકોટિના દ્રવ્યાનુયોગના ચિંતન દ્વારા અપૂર્વ કર્મનિર્જરાદિ—આત્મકલ્યાણાર્થે ઉપયોગી થાય અને જૈનશાસનમાં કર્મસાહિત્યવિષયક એક મહાન સમૃદ્ધિ ઉત્પન્ન થાય. પૂજ્યપાદશ્રીના આ મનોરથને પ્રગટ થતાંની સાથે તેઓશ્રીના અંતેવાસીઓએ ઝીલી લીધો. સંવત ૨૦૧૫ ના ચાતુર્માસમાં સુરેન્દ્રનગરમાં બારમા તીર્થપતિ શ્રીવાસુપૂજ્યસ્વામીની પુણ્યનિશ્રામાં પૂ૦ આચાર્યભગવંતના શુભાશીર્વાદ અને પૂ૦ પંન્યાસજી કાન્તિવિજયજી ગણિવર્ય, પૂ૦ પં૦ હેમંતવિજયજી ગણિવર્ય પૂ૦ પં૦ ભાનુવિજયજી ગણિવર્ય, અને પૂ૦ પં૦ પદ્મવિજયજી ગણિવર્યાદિના પ્રોત્સાહનપૂર્વક કર્મસાહિત્યના વિશાલ સર્જનના કાર્યનો પ્રારંભ થયો. શરૂઆતમાં ત્રણ મુનિવરોએ કાર્ય શરૂ કર્યું, "ઉપશમશ્રેણિ" અને "ક્ષપકશ્રેણિ" ના પદાર્થોનો સંગ્રહ થયો. બીજા મુનિભગવંતોને કર્મપ્રકૃતિ વગેરે કર્મસાહિત્યના અભ્યાસ દ્વારા આ કાર્ય માટે તૈયાર કરવાનું કામ ચાલું હતું. જેમ જેમ કર્મપ્રકૃતિ વગેરે ગ્રન્થોના અભ્યાસ દ્વારા મુનિઓ તૈયાર થયા, તેમ તેમ તેઓને આ કાર્યમાં પૂજ્ય આચાર્યભગવંતે પ્રવેશ કરાવ્યો. આજે એના ફળરૂપે અનેક મુનિવરો પ૦ પૂ૦ આચાર્યભગવંતની દેખરેખ નીચે કર્મવિષયક સાહિત્યસર્જનમાં પ્રબલ પુરુષાર્થ કરી રહ્યા છે.

## ગ્રન્થોની રચના પદ્ધતિ

પૂ૦ મુનિરાજશ્રી જયઘોષવિજયજી મહારાજ તથા પૂ૦ મુનિરાજશ્રી ધર્માનંદવિજયજી મહારાજ પ્રસ્તુત સાહિત્યસર્જન કાર્યના અગ્રણી છે. પદાર્થસંગ્રહમાં અને અન્યમુનિઓને આ સૂક્ષ્મવિષયની દોરવણી આપવામાં તેમનો મોટો હિસ્સો છે. સંગૃહીત પદાર્થોના સ્પષ્ટીકરણમાં જુદાં જુદાં

मु पृ० १ ब तत्थ पगतिट्ठितिअणुभागपदेससंकमाणं सामण्णलक्खणं भण्णइ।
ता. पृ० १७ ब तत्थ पगतिट्ठितिअणुभागपदेससंकमाणं सामण्णलक्खण भवति।

मु. पृ० १ ब० सो संकमो त्ति वुच्चइ जं बंधणपरिणओ पओगेण।
पगयंतरत्थदलियं परिणमयइ तयणुभावे ज॥ १॥

ता० पृ० १८ अ सो संकमो त्ति वुच्चति ज बंधणपरिणतो पओगेणं।
पगतितरत्थदलिय परिणमयति तदणुभावे ज॥ ॥

मु० पृ० १ भणिय पओगेण दलितं दलित अनिथोवमितं भवति
ता० १८ब भणित पओगेणं दलियं दलिय अतिथोवमिय भवति

मु० पृ० २. अ भणितो य सकमति सकमति णियमिज्जइ भणियं सकामिज्जति।
जै० ता० १८अ. भणितो सकमति संकमइ णियमिज्जति भणितं सकामिज्जति।

मु० पृ० २ब. परिणमयति पगतीए परिणमयति वुच्चति
जै० ता० १८ब. परिणमयति पगडीते परिणमयति वुच्चति

मु० पृ० ३अ भण्णति अवगासो णिवारेति णिवारेति दलितं भवति
जै० ता० १८ब. भवति अवगासो णिवारेइ णिवारेइ दलियं भवति

मु० पृ० ३अ पादलियागय होति भणति
जै० ता० १९अ. पादलियागतं होति भणति

मु० पृ० ४ब इच्छिज्जति भणितो
जै० ता० १९अ. इच्छिज्जति भणितो

मु० पृ० ४ ब (गा०५.) समयूणियासु पढमट्ठिती पढमट्ठितीए समयूण
जै० ता० १९ब. समऊणियासु पढमट्ठिती पढमट्ठितीए समऊण

मु० पृ० ४ब. पायन्न
जै० ता० १९ ब. पाउग्ग

मु० पृ० ५ब. नाइ धणाइ धुव अधुवा य सव्वधुव सतकम्माणं।
नाइ अधुवा य सेसा मिच्छा वेयणियनीएहिं॥ गा० ६॥

जै० ता० पृ० १९ बनादि धणादी धुव अधुवा य सव्वधुव सतकम्माण।
णादि य अद्धुव सेसा मिच्छा वेयणियनीएहिं॥

**અન્ય ગ્રન્થોનો સાક્ષીઃ**-ઉપર્યુક્ત કર્મપ્રકૃતિ, કર્મપ્રકૃતિચૂર્ણિ, શતક, શતકચૂર્ણિ, સપ્તતિકા, સપ્તતિકાચૂર્ણિ, કષાયપ્રાભૃત, કષાયપ્રાભૃતચૂર્ણિ ઉપરાંત પ્રસ્તુત ખવગસેઢી ગ્રન્થમાં બીજા પણ અનેક ગ્રંથોની સાક્ષીઓ આપવામાં આવેલી છે. તેમાં કર્મસાહિત્યવિષયક ગ્રન્થો મુનિચન્દ્રસૂરિકૃત કર્મપ્રકૃતિ-ચૂર્ણિટિપ્પન, કર્મસ્તવ, કર્મપ્રકૃતિટીકા, ગુણસ્થાનક્રમારોહ, ગુણસ્થાનક્રમારોહવૃત્તિ, પ્રાચીન કર્મસ્તવ, પંચસંગ્રહ, પંચસંગ્રહટીકા વગેરે છે.અવસરે અવસરે ટિપ્પણમાં ધવલા, જયધવલા, ગોમ્મટસાર, ક્ષપણા-સાર આદિ ગ્રન્થોનો પણ ઉલ્લેખ કરવામાં આવેલો છે. આ સિવાય આગમો, વ્યાકરણગ્રન્થો, કોશો, પ્રકરણગ્રન્થો, ન્યાયગ્રન્થો વગેરેની પણ અનેક સાક્ષીઓ છે. ઇતરદર્શનોએ માનેલા મુક્તિના સ્વરૂપનો નિરાસ કરવામાં સમ્મતિતર્ક, સ્યાદ્વાદરત્નાકર, રત્નાકરાવતારિકા, સ્યાદ્વાદમઞ્જરી, ષડ્દર્શનસમુચ્ચય, ન્યાયાલોક, ન્યાયકુમુદચન્દ્ર, પ્રમેયકમલમાર્તણ્ડ આદિ ગ્રન્થોનો ગ્રન્થકારે સારો ઉપયોગ કર્યો છે. આ બધા ગ્રંથો તથા તેના કર્તા વગેરે પ્રસિદ્ધ છે એટલે અમે એ બાબત-માં અત્રે વિશેષ લખતા નથી.

## વર્તમાનમાં ચાલી રહેલું કર્મસાહિત્યના સર્જનનું કાર્ય

પરમારાધ્યપાદ પુનિતનામધેય કારુણ્યનિધિ સિદ્ધાંતમહોદધિ આચાર્યદેવશ્રીમદ્ વિજયપ્રેમ-સૂરીશ્વરજી મહારાજ સાહેબના પવિત્ર નામથી જૈનસંઘ સુપરિચિત છે. તેઓશ્રીનું જીવન સંયમ-માર્ગની ઉચ્ચ આરાધનાથી અત્યંત સુવાસિત છે. પાંસઠવર્ષના દીર્ઘસંયમપર્યાયમાં તેઓશ્રીએ જાતે રત્નત્રયીની અપૂર્વ સાધના કરી છે અને બીજા અનેક આત્માઓને કરાવી પણ છે. તેઓશ્રીની પુનિત નિશ્રામાં આજે લગભગ અઢીસો મુનિવરો સંયમમાર્ગને સુખપૂર્વક આરાધી રહ્યા છે, તેઓશ્રીએ પોતાની નિશ્રામાં રહેલા મુનિવરોને જ્ઞાનાદિનું એવું સુંદર દાન કર્યું છે કે જેના પરિણામે આજે અનેક પ્રભાવક ઉપદેશક, તત્ત્વજ્ઞાની, તપસ્વી અને વૈયાવચ્ચ કરનાર મુનિભગવંતોથી તેઓશ્રીનો વિશાળ ગચ્છ શોભી રહ્યો છે અને જગત ઉપર મહાન ઉપકાર કરી રહ્યો છે. વર્તમાનકાલે જૈનસંઘ ઉપર અમાપ ઉપકાર કરનાર, પંચાચારના પાલનમાં પ્રવીણ, ષટ્કાયજીવના રક્ષક, સંઘકૌશલ્યાધાર, વાત્સલ્યનિધિ, આચાર્યભગવંતના માર્ગદર્શન મુજબ તેઓશ્રીની અંતરેચ્છાનુસાર કર્મસાહિત્યનું વિશાલ સર્જન થઈ રહ્યું છે, તેમાં પ્રસ્તુત ગ્રન્થ પ્રથમ પુસ્તક તરીકે પ્રગટ થઈ રહ્યો છે એટલે પૂજ્યશ્રીની નિશ્રામાં થઈ રહેલા કર્મસાહિત્યના સર્જનની પ્રવૃત્તિ અંગે પણ થોડો ખ્યાલ આપવો જરૂરી લાગવાથી અત્રે આપવામાં આવે છે.

પૂજ્યપાદ પુનિતનામધેય આચાર્યભગવંતે સંવત ૨૦૦૫ માં પોતાના વિદ્વાન શિષ્યરત્ન મુનિ-રાજશ્રી ભાનુવિજયજી ( હાલ પંન્યાસજી તથા મારા પૂ૦ ગુરુદેવશ્રી ) મહારાજને ચાતુર્માસ માટે મુંબઈ મોકલ્યા. પૂ. ગુરુદેવશ્રીની વૈરાગ્યમય વાણી અને તપોમય જીવનથી અનેક આત્માઓમાં વૈરાગ્યનાં બીજ વવાયાં અને તેના ફળ રૂપે સંવત ૨૦૦૬ની સાલમાં ત્રણ આત્માઓએ સંયમમાર્ગે પ્રયાણ કર્યું. ત્યાર પછી સંવત ૨૦૦૬માં પૂ૦ આચાર્યદેવશ્રીનું તથા ગુરુદેવશ્રીનું ચાતુર્માસ પાલીતાણા મુકામે થયું. ત્યાં

શાસ્ત્રોના આધારો, અનેકાનેક હેતુઓ અને યુક્તિઓ વગેરેનું પ્રતિપાદન તેઓ કરે છે અને ત્યાર પછી તેના આધારે ગાથાઓ તથા વિવેચનો તૈયાર થાય છે, ગાથા રચનાર મુનિશ્રી પણ ખૂબ કાળજીપૂર્વક સંક્ષેપમાં પદાર્થો સંગૃહીત થાય એ રીતે ગાથાઓની રચના કરે છે અને વિવેચનકારો પણ ઘણા જ પરિશ્રમ પૂર્વક સંસ્કૃતભાષામાં ટીકાગ્રન્થરૂપ લખાણ તૈયાર કરે છે. ગાથા તથા ટીકા તૈયાર થયા પછી બન્ને મુનિભગવંતો ગાથાઓ તથા ટીકાનું લખાણ જોઈ લે છે અને યોગ્ય સુધારાવધારા કર્યા બાદ તૈયાર થયેલી પ્રેસકૉપીનું પૂ૦આચાર્યભગવંત ખૂબજ ઝીણવટથી વાંચન કરી તેમાં રહેલી નાની મોટી ક્ષતિઓનું સમાર્જન કરે છે, ઉપરાંત આ વિષયના બીજા નિષ્ણાતો દ્વારા પ્રેસકૉપીનું સંશોધન થાય છે. આ રીતે તૈયાર થયેલા ગ્રન્થોનું મુદ્રણ કાર્ય **ભારતીય પ્રાચ્ય તત્ત્વપ્રકાશન સમિતિ** સંભાળી લે છે. પ્રૂફોનું સંશોધન અને શુદ્ધિપત્રક ખૂબ કાળજી પૂર્વક ઝીણવટથી થતું હોવાથી શુદ્ધિકરણ સારું થાય છે.

આ સાહિત્ય સર્જનમાં 'ખવગસેઢી' ઉપશમનાકરણ ગ્રન્થો લખાઈ ગયા છે, બંધનકરણના વિષયને લગતા બંધવિધાન નામના મહાશાસ્ત્રનું નિર્માણ થઈ રહ્યું છે. બંધવિધાનશાસ્ત્ર ઘણું વિશાલ અને મહાન થશે. તેમાં પ્રકૃતિબંધ, સ્થિતિબન્ધ, રસબંધ અને પ્રદેશબન્ધ એમ ચાર વિભાગ થશે. દરેકના મૂલ ઉત્તરભેદ તથા ભૂયસ્કારને આશરી લગભગ ૧૪ થી ૧૫ ગ્રન્થપ્રમાણ (દોઢ થી બે લાખ શ્લોકપ્રમાણ) બંધવિધાન શાસ્ત્ર થવાની ધારણા છે. બંધવિધાન ગ્રન્થના પદાર્થ સંગ્રાહક મુનિશ્રી જયઘોષવિજયજી મ. ધર્માનન્દવિજયજી મ૦ તથા મુનિશ્રી વીરશેખરવિજયજી છે. બંધવિધાનશાસ્ત્રની લગભગ ૧૫ હજાર મૂલગાથાની પ્રાકૃતભાષામાં રચના કરનાર મુનિશ્રી વીરશેખરવિજયજી છે. તેમજ જુદા જુદા ભાગોની ગાથાઓ લઈ તેના ઉપર સંગૃહીત પદાર્થોના આધારે તથા બીજાં અનેક શાસ્ત્રોની સહાયથી જુદા જુદા મુનિવરો ટીકાની રચના કરી રહ્યા છે. મૂલપ્રકૃતિના સ્થિતિબંધના અધિકારના ટીકાકાર મુનિશ્રી જગચ્ચન્દ્રવિજયજી મહારાજ છે, તે 'મૂલપયડિઠિઇબંધો' ગ્રન્થ તૈયાર થઈ ગયો છે અને પ્રસ્તુત ગ્રન્થની સાથે જ પ્રકાશિત થઈ રહ્યો છે.

## પ્રસ્તુત ગ્રન્થની રચના

ગ્રન્થના પદાર્થો પૂજ્ય મુનિશ્રી જયઘોષવિજયજી મહારાજ, પૂજ્ય મુનિશ્રી ધર્માનન્દવિજયજી મહારાજ, મેં (મુનિ હેમચન્દ્રવિજય) તથા મુનિશ્રી ગુણરત્નવિજયજીએ સંગૃહીત કર્યા છે. સંગૃહીત પદાર્થોના આધારે મુનિશ્રી ગુણરત્નવિજયજીએ પ્રાકૃતગાથાઓ તથા સંસ્કૃતટીકારૂપ ગ્રન્થનું આલેખન કર્યું છે.

પદાર્થસંગ્રહકાર પૂજ્ય જયઘોષવિજય મ૦ તથા પૂ૦ ધર્માનન્દવિ૦ મ૦ બન્ને કર્મવિષયકશાસ્ત્રોના નિષ્ણાત છે. આગમોમાં અને તેમાં પણ વિશેષ કરીને છેદસૂત્રોમાં તેમણે નોંધપાત્ર પરિશ્રમ કર્યો છે, પૂ. આચાર્યદેવશ્રીમદ્વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજાની પુણ્યભાવનાને

મૂર્તસ્વરૂપ આપનાર કર્મસાહિત્યસર્જનકાર્યમાં અગ્રણી આ બે મહાત્માઓ, જ્ઞાન ઉપરાંત ત્યાગ, તપ વૈયાવચ્ચાદિ અનેક ગુણોથી અલંકૃત છે. જગત ભૌતિક વાતાવરણમાં ગળાબુડ ડૂબી રહ્યું છે ! ત્યારે પરમાત્મા જિનેશ્વરદેવના તત્ત્વનિધિને સાચવવાનું સમૃદ્ધ કરવાનું કામ કરનારા આવા મુનિરત્નોથી જૈન સંઘે આજે ગૌરવ લેવા જેવું છે. બન્નેમાં આદ્ય પૂ૦ આચાર્યદેવશ્રીના વિદ્વાન શિષ્યરત્ન ઉગ્રતપસ્વી ન્યાયવિશારદ પૂ૦ પંન્યાસજી શ્રી ભાનુવિજયજી ગણિવર્યના શિષ્ય શાંતમૂર્તિ મુનિરાજ ધર્મઘોષવિજયજી મ૦ ના શિષ્ય છે, જ્યારે દ્વિતીય પૂ૦ પંન્યાસજી મ૦ ના શિષ્ય છે.

મૂલગાથા તથા ટીકા રચનાર મુનિશ્રી ગુણરત્નવિજયજી પૂ૦ પંન્યાસજી શ્રી ભાનુવિજયજી ગણિવર્યના શિષ્ય તપસ્વી મુનિશ્રી જિતેન્દ્રવિજયજી મ૦ના શિષ્યરત્ન (સંસારી લઘુબન્ધુ) છે. વ્યાકરણ, ન્યાય, કર્મસાહિત્ય અને પ્રકરણાદિવિષયોનો સુન્દરબોધ નાની વયમાં જ તેમણે પ્રાપ્ત કર્યો છે. સરલશૈલીમાં ટીકા રચવામાં તથા કઠિન પદાર્થોને પણ અનેક વાર 'इयमत्र भावना' વગેરે દ્વારા તદ્દન સહેલાઈથી સમજાય તે રીતે રજૂ કરવામાં તેઓ સારી રીતે સફલ થયા છે. ગ્રન્થમાં દ્રવ્યાનુયોગ ઉપરાંત ગણિતાનુયોગનો વિષય પણ સારી રીતે ઝલકી ઉઠે છે. મુનિશ્રીમાં સ્વાધ્યાયની સાથે ત્યાગ, તપ, વૈયાવચ્ચ અને સંયમશુદ્ધિ વગેરેનો સુન્દર વિકાસ દેખાય છે.

બાલ અને યુવાન વયમાં ચારિત્ર આપી આત્માઓનું આવું સુન્દર ઘડતર કરવાનો સંપૂર્ણ યશ પૂજ્ય આચાર્યદેવશ્રીના ફાળે જાય છે, એટલું જ નહિ, આવા મુનિરત્નોને તૈયાર કરી તેમની પાસે ભાવી પેઢીઓને ઉપયોગી થાય, તેવા મહાન સાહિત્યનું સર્જન કરાવી પૂજ્ય આચાર્યદેવશ્રીએ માત્ર વર્તમાન જૈન સંઘ પર નહીં પણ ભાવી જૈન સંઘ ઉપર પણ મહાન ઉપકાર કર્યો છે. જૈનસંઘ આવા નિષ્કારણ ઉપકારી પવિત્રપુરુષને કદી નહીં વિસરે. પોતાના મહાન સંયમ, શાસનપ્રેમ બહુશ્રુતતા વગેરે ગુણોથી અને જૈનશાસનના નિધાનરૂપ કર્મ સાહિત્ય સર્જન કરાવવાથી તેઓશ્રીનું પુણ્યનામ જૈન શાસનની ગૌરવ ગાથામાં સુવર્ણાક્ષરે અંકિત થયેલું રહેશે.

ગ્રન્થની ઉપયોગિતા—આ ગ્રન્થનો સ્વાધ્યાય કર્મવિષયક જ્ઞાનની સુંદર રીતે વૃદ્ધિ કરાવનાર, દ્રવ્યાનુયોગ અને ગણિતાનુયોગનો સુન્દરબોધ કરાવનાર, ચિત્તની એકાગ્રતા વધારનાર અને તે દ્વારા અનંતાનંત કર્મની નિર્જરામાં અપૂર્વ સહાયક છે. એટલું જ નહિ પણ શુક્લધ્યાનના કંઈક સ્વાદને પણ ચખાડનાર છે. એક ચોક્કસ તો પગ ચાલે કે આવા ગ્રન્થો દ્વારા સંઘમાં જ્ઞાનનું ધોરણ ઘણું ઊંચું જશે. કર્મવિષયક જે સાહિત્ય વીતરાગશાસનની મહાન સમૃદ્ધિરૂપ છે, પ્રસ્તુત ગ્રન્થે તેને વધુ સમૃદ્ધ બનાવ્યું છે. જૈનદર્શનનો કર્મવાદ જગતમાં મોખરે છે. ઇતર દર્શનો પાસે કર્મવિષયક જ્ઞાનનું બિન્દુ છે, જૈન દર્શન પાસે તેનો સિંધુ છે. જગતના જીવોને શાંતિ, સમાધિ, આબાદી અને સમૃદ્ધિની પ્રાપ્તિમાં 'કર્મવાદ' વિષયક જ્ઞાન ખૂબ મહત્ત્વનું છે, જૈનદર્શનના કર્મવાદનું યથાર્થજ્ઞાન જીવોને-દુઃખમાં સમાધિ, સુખમાં સાવચેતી અને ગમે તેવી કારમી યાતનાઓનો હસતા મુખે

सामनो करवानुं बळ पण आपे छे. दुःखनां कारणभूत जूनां कर्मोने नाश करवाना उपाय जाणीने जीवो तेनो नाश करी शके छे, दुःखोनां कारणभूत कर्मोने जाणीने जीव तेने समाधिपूर्वक भोगवी शके छे, माटे ज कर्मवादनुं ज्ञान जगतने महान आशीर्वाद रूप छे, विश्वशान्तिना हिमायतीओ, अने जाते सुखी थवा इच्छनार सौ कोईनी फरज छे, के कर्मविषयक ज्ञान संपादन करवुं अने जगतमां तेने सारी रीते वहेवडाववुं. प्रस्तुत ग्रन्थ जगतमां कर्मविषयक-ज्ञानने वहेवडाववनार होई विश्व माटे महान उपकारक छे.

**अंतिम निवेदन:**-कर्मसाहित्यविषयक ऊंडा तत्त्वज्ञानथी भरपूर अनेक शास्त्रोनां नचोड-रूप प्रस्तुत ग्रन्थनां अध्ययन, अध्यापन, मनन अने चिंतनथी भव्यात्माओ कर्मनिर्जराना अपूर्व लाभने प्राप्त करे तथा प्रस्तुत ग्रन्थना प्रेरक अने मार्गदर्शक पूज्य आचार्यदेवनी पुण्यतमनिश्रामां तेओश्रीना अंतेवासीओ द्वारा आवा अनेकानेक तात्त्विक ग्रन्थोनां निर्माण थाय, अने जैन संघ पण आवा ग्रन्थोना सर्जनमां सहायभूत थई श्रुतभक्तिनो लाभ मेळवे ए ज शुभाभिलाष.

प्रस्तावनाना आलेखनमां जिनवचनविरुद्ध लखायुं होय तेनो मिथ्यादुष्कृत दई विरमुं छुं तथा विद्वज्जनोने ते अंगे सुधारो सूचववा नम्र विनंति करुं छुं.

लि०

श्री दानसूरीश्वर ज्ञानमंदिर
काळुपुर रोड
अमदावाद.
वि० सं० २०२२ चैत्र सुद १३

सिद्धान्तमहोदधि पूज्य आचार्यदेव श्रीमद् विजयप्रेमसूरीश्वरजी
अन्तेवासी पू० पंन्यासप्रवर श्रीभानुविजयगणिवर्यना शिष्यरत्न,
स्वर्गत पू. पन्यास श्रीपद्मविजयगणिवरपादपद्मभ्रमर
**मुनि हेमचन्द्रविजय.**



(૨૫૩) અંતર્મુહૂર્તકાળ સુધી અસંખ્યગુણહીનક્રમે કિટ્ટિઓ કરે છે. અને જીવપ્રદેશોને અસંખ્યગુણક્રમે ખેંચે છે. **કિટ્ટિગુણકાર** પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણ છે. **કિટ્ટિ-ગુણકાર એટલે** (૧) ઉત્તરોત્તર સમયે કરાતી કિટ્ટિઓને જે ગુણક દ્વારા ગુણવાથી પૂર્વ-પૂર્વસમયે કરેલી **કિટ્ટિઓની સંખ્યા** પ્રાપ્ત થાય તે **ગુણક.** (૨) અથવા જીવના એક **પ્રદેશને** આશરીને વિવક્ષિત કિટ્ટિના વીર્યાવિભાગોને જે ગુણક દ્વારા ગુણવાથી તેની અનંતર ઉપરની કિટ્ટિના **રસાવિભાગો** પ્રાપ્ત થાય તે ગુણક. (૩) અથવા વિવક્ષિત કિટ્ટિમાં રહેલા સર્વ જીવપ્રદેશોના વીર્યાવિભાગોને જે ગુણક દ્વારા ગુણવાથી તેની અનંતર ઉપરની કિટ્ટિમાં રહેલા સર્વ પ્રદેશોના વીર્યાવિભાગો પ્રાપ્ત થાય તે ગુણક.

(૨૫૫) કિટ્ટિકરણની સમાપ્તિના અનંતરસમયે પૂર્વ-અપૂર્વસ્પર્ધકોનો નાશ કરે છે અને ત્યારથી માંડી અંતર્મુહૂર્ત સુધી કિટ્ટિગત યોગ પ્રવર્તે છે.

(૨૫૬) સૂક્ષ્મકાયયોગનો નિરોધ કરનાર જીવને **સૂક્ષ્મક્રિયાઽપ્રતિપાતી** નામનું ત્રીજું **શુક્લધ્યાન** હોય છે સયોગિકેવલિગુણસ્થાનકના ચરમસમયે બાકી રહેલી સર્વ યોગ-કિટ્ટિઓનો નાશ કરે છે.

(૨૫૭-૨૫૮-૨૫૯) **ઉદયવિચ્છેદ**-વેદનીયની બે પ્રકૃતિમાંથી એક (શાતા કે અશાતા), ઔદારિકશરીર, ઔદારિકઅંગોપાંગ, તૈજસકાર્મણશરીર, ૬ સંસ્થાન, ૧લું સંઘયણ, વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, શુભાશુભખગતિ, અગુરુલઘુ, ઉપઘાત, પરાઘાત, નિર્માણ, પ્રત્યેક, સ્થિર, અસ્થિર, શુભ, અશુભ આ **૨૭ પ્રકૃતિના ઉદયનો વિચ્છેદ** થાય છે. [1]સુસ્વર, દુઃસ્વર અને ઉચ્છ્વાસનામકર્મનો ઉદયવિચ્છેદ પહેલાં થયેલો છે.

(૨૬૦) સયોગિકેવલિગુણસ્થાનકના ચરમસમયે (૧) **કિટ્ટિ** (૨) **યોગ** (૩) **સ્થિતિ-ઘાત અને રસઘાત** (૪) **નામ અને ગોત્રની ઉદીરણા** (૫) **લેશ્યા** (૬) **બંધ** (૭) **સૂક્ષ્મક્રિયાઽપ્રતિપાતી ધ્યાન** આ ૭ પદાર્થોનો વિચ્છેદ થાય છે.

(૨૬૧) અનંતરસમયે અયોગિકેવલિગુણસ્થાનકને સ્પર્શી **વ્યવચ્છિન્નક્રિયાઽપ્રતિ-પાતી** નામનું ચોથું **શુક્લધ્યાન અને** અંતર્મુહૂર્તકાલપ્રમાણ **શૈલેશી** પ્રાપ્ત કરે છે

(૨૬૨-૨૬૩-૨૬૪) અલેશી અને અયોગી કેવલિભગવાન આયોજિકાકરણ વખતે નવા રચાયેલા કર્મપ્રદેશોને અસંખ્યગુણક્રમથી ખપાવે છે. અયોગિકેવલિગુણસ્થાનકના દ્વિચરમ-સમયે (ઉપાન્ત્ય સમયે) ૬ સંસ્થાન, અસ્થિર, અશુભ, દુર્ભગ, દુઃસ્વર, અનાદેય, અપયશ ૬ સંઘયણ અગુરુલઘુ, ઉપઘાત, પરાઘાત, ઉચ્છ્વાસ ઔદારિકાદિ ૫ શરીર, ૫ સંઘાતન, શુભાશુભવિહાયોગતિ, દેવગતિ, દેવાનુપૂર્વી, ૫ વર્ણ, ૨ ગંધ, ૫ રસ, ૮ સ્પર્શ, ૧૫ બંધન, નિર્માણ, ૩ અંગોપાંગ, પ્રત્યેક, સ્થિર, શુભ, સુસ્વર, અપર્યાપ્ત, શાતા અથવા અશાતા, અને નીચગોત્ર **આ ૮૨ પ્રકૃતિઓનો સત્તામાંથી વિચ્છેદ** થાય છે.

૧ વચનયોગના નિરોધ વખતે સુસ્વરદુઃસ્વરનો અને ઉચ્છ્વાસનિરોધ વખતે ઉચ્છ્વાસનામકર્મનો ઉદય વિચ્છેદ થાય છે

(૨૬૫) અયોગિકેવલિગુણસ્થાનકના ચરમસમયે મનુષ્યગતિ, મનુષ્યાનુપૂર્વી, મનુષ્યાયુષ્ય, ત્રસ, બાદર, પર્યાપ્ત, પંચેન્દ્રિયજાતિ, યશકીર્તિ, સુભગ, આદેય અને શાતા કે અશાતા આ ૧૨ અને જિનનામ બાંધેલું હોય તો ૧૩ પ્રકૃતિઓનો સત્તામાંથી વિચ્છેદ થાય છે. (૧૩ પ્રકૃતિઓનો વિચ્છેદ તીર્થંકર ભગવાનને આશ્રયીને થાય) તથા મનુષ્યાનુપૂર્વી સિવાય ઉપર્યુક્ત પ્રકૃતિઓનો ઉદય વિચ્છેદ થાય છે.

(૨૬૬) કેટલાક આચાર્ય ભગવંતો કહે છે કે મનુષ્યાનુપૂર્વીની સત્તાનો પણ વિચ્છેદ અયોગિકેવલિગુણસ્થાનકના ચરમસમયે થાય છે. આ કર્મક્ષયની પ્રક્રિયાની અંતે સમયાંતર અને પ્રદેશાંતરને નહિ સ્પર્શતો આત્મા એ જ સમયે સિદ્ધ થાય છે.

(૨૬૭) જ્ઞાનાવરણાદિ આઠ કર્મના ક્ષયથી સિદ્ધ થયેલા આત્માઓ કેવલજ્ઞાનાદિ આઠ ગુણો પ્રાપ્ત કરે છે અને તેઓ **ઇષિત્પ્રાગ્ભારા** નામની પૃથ્વી ઉપર લોકાગ્રને સ્પર્શીને રહેલા છે.

**જ્ઞાનાવરણના** ક્ષયથી અનંતકેવલજ્ઞાન, **દર્શનાવરણના** ક્ષયથી અનંતકેવલદર્શન, **વેદનીયના** ક્ષયથી અનંત સુખ, **મોહનીયના** ક્ષયથી ક્ષાયિકસમ્યક્ત્વ-ક્ષાયિકચારિત્ર, **આયુષ્યના** ક્ષયથી અક્ષયસ્થિતિ, **નામ-ગોત્રના** ક્ષયથી અમૂર્ત-અનંતઅવગાહના અને **અંતરાયના** ક્ષયથી અનંતવીર્ય આ આઠ ગુણો તેમને પ્રાપ્ત થાય છે

(૨૬૮) **કાર્મગ્રંથિક** મતે એક ભવમાં બન્ને શ્રેણિ (ક્ષપકશ્રેણિ અને ઉપશમશ્રેણિ) હોઈ શકે છે. **સૈદ્ધાંતિક** મતે એક ભવમાં બેમાંથી કોઈ પણ એક જ શ્રેણિ હોય છે.

(૨૬૯) ક્ષપકશ્રેણિરૂપ સરોવરમાં કર્મમલને ધોઈ નાંખનાર **શ્રી વીરભગવંત જય પામો.** પરમગુરુ પૂ૦ આચાર્ય ભગવાન શ્રીમદ્ **વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજ** તથા તેમના અંતેવાસી શિષ્યરત્ન **પૂ૦ પં૦ ભાનુવિજયજી ગણિવર્ય** પણ **જય પામો.**

(૨૭૦) આ ગ્રંથમાં (૧) પૂ૦ પં૦ **ભાનુવિજયજી** ગણિવર્યના શિષ્યરત્ન પૂ૦ મુનિરાજશ્રી **ધર્મઘોષવિજયજી** મ૦ના શિષ્યરત્ન પૂ૦ મુનિરાજશ્રી **જયઘોષવિજયજી** મ૦, (૨) પૂ૦ પં૦ **ભાનુવિજયજી** ગણિવર્યના શિષ્યરત્ન પૂ૦ મુનિરાજશ્રી **ધર્માનન્દવિજયજી** મ૦, (૩) પૂ૦ પં૦ ભાનુવિજયજી ગણિવર્યના શિષ્યરત્ન સ્વર્ગગત પૂ૦ પં૦ **શ્રીપદ્મવિજયજી** ગણિવર્યના શિષ્યરત્ન પૂ૦ મુનિરાજશ્રી **હેમચંદ્રવિજયજી** મ૦, (૪) તથા પૂ૦ પં૦ શ્રી ભાનુવિજયજી ગણિવર્યના શિષ્યરત્ન મુનિરાજશ્રી **જિતેન્દ્રવિજયજી-મહારાજના** શિષ્ય **મુનિ ગુણરત્નવિજયે** કર્મપ્રકૃતિ, સપ્તતિકા, કષાયપ્રાભૃત વગેરે પ્રાચીન ગ્રંથોમાંથી કર્મક્ષપણાના પદાર્થોનો સંગ્રહ કર્યો છે

(૨૭૧) પદાર્થ સંગ્રહ કર્યા પછી પૂ૦ મુનિરાજશ્રી **જિતેન્દ્રવિજયજી** મ૦ના શિષ્ય **ગુણરત્નવિજયે** આ **ખવગસેઢી**(ક્ષપકશ્રેણિ)ગ્રંથની રચના કરી છે. આ ગ્રંથમાં છદ્મસ્થતાદિના કારણે થએલી સ્ખલનાઓ બહુશ્રુત-ગીતાર્થો કૃપા કરી સુધારે એ જ એક પ્રાર્થના.

**ખવગસેઢી (ક્ષપકશ્રેણિ) મૂળ ગાથાઓનો ગુજરાતીમાં ભાવાનુવાદ સમાપ્ત.**